# શ્રીઅરવિંદ દર્શને



સંપાદક

**અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી**

★

"માનવ એક મહાન વિજયશાળી પ્રસ્થાનને ઉંબરે ઊભો છે, આત્મવિકાસનું ઉચ્ચતર પગલું લેવાની અણિ ઉપર છે. અને પૃથ્વી ઉપર દિવ્ય આધ્યાત્મિક જીવન સ્થાપન કરવાના ભાવિ પ્રત્યે માનવજાતિની વિજયી સ્વારીના ક્રાંત દ્રષ્ટા તરીકે શ્રીઅરવિંદ મોખરે ઊભા છે."

'અનીલ બરન'

★

પ્રકાશક

**શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ**

# શ્રીઅરવિંદ દર્શને



સંપાદક

અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી



"માનવ એક મહાન વિજયશાળી પ્રસ્થાનને ઉંબરે ઊભો છે, આત્મવિકાસનું ઉચ્ચતર પગલું લેવાની અણિ ઉપર છે. અને પૃથ્વી ઉપર દિવ્ય આધ્યાત્મિક જીવન સ્થાપન કરવાના ભાવિ પ્રત્યે માનવજાતિની વિજયી સ્વારીના ક્રાંત દ્રષ્ટા તરીકે શ્રીઅરવિંદ મોખરે ઊભા છે."

'અનીલ બરન'



પ્રકાશક

શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ

# નોંધ

શ્રીઅરવિંદ હાલ શું કરે છે? તેમના યોગનો ઉદ્દેશ શું છે? દર્શન માટે શી રીતે રજા મેળવવી? પોંડિચેરી જવાનો રસ્તો કયો? કેટલું ખર્ચ થાય? આવી જાતના પ્રશ્નોના જવાબ માગતા પત્રો વારંવાર શ્રીઅરવિંદ કાર્યાલયની ઑફિસમાં આવ્યા કરે છે.

આવા પ્રાથમિક જિજ્ઞાસુઓને જોઇતી માહિતી મળે એવું એકાદ નાનું પુસ્તક હોય તો સારૂં એ વિચારમાંથી આ પુસ્તક તૈયાર થયું.

વળી, શ્રીઅરવિંદ અને તેમના આશ્રમ માટે અનેક સાચી, અર્ધસાચી તેમજ ખોટી માન્યતાઓ જનતા સેવે છે. કોઇ કોઇ વ્યક્તિઓ એવો પ્રચાર કરવામાં પણ ભાગ ભજવે છે. તેવે સમયે, ખાસકરીને અત્યારના સંક્રાંતિ કાળે, જ્યારે શ્રીઅરવિંદ અને તેમના આશ્રમ તરફ સારા યે શિક્ષિત ગુજરાતીઓનું ધ્યાન ખેંચાયું છે, ત્યારે શ્રીઅરવિંદ, તેમનો આશ્રમ અને તેમના કાર્ય વિષે સાચી અને પ્રમાણભૂત હકીકત જનતા પાસે રજૂ કરવાના એક માત્ર હેતુને જ લક્ષમાં રાખીને આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

પ્રકાશક

# અ નુ ક્ર મ

# શ્રીઅરવિંદ

## (સ્થૂલ જીવનની આછી રૂપરેખા)

[અહીં રજૂ થયેલ જીવન કેટલી તો આછી રેખા રજૂ કરે છે તે વાંચનાર પોતે સહેજે સમજી શકશે. આંતરજીવન જ જેમનું સાચું જીવન કહેવાય એવી વ્યક્તિનું જીવનચરિત્ર લખી પણ કેવી રીતે શકાય? એટલે જ સ્થૂલ જીવનની આછીપાતળી રેખાથી ચલાવી લેવું પડે.]

**ઈ. સ.** ૧૮૭૨ના ઑગસ્ટની ૧૫મી તારીખે શ્રીઅરવિંદનો જન્મ કલકત્તામાં થયો હતો. સાત વર્ષની વયે, એમના બે મોટા ભાઈઓ સાથે કેળવણી માટે એમને ઈંગ્લાંડ લેઈ જવામાં આવ્યા, અને ત્યાં તેઓ ચૌદ વર્ષ રહ્યા. ૧૮૯૦ની સાલમાં હિંદી સનંદી નોકરીની ખુલ્લી સ્પર્ધામાં ઉત્તીર્ણ થયા, પરંતુ સરકારના હાથતળે નોકરી સ્વીકારવાનો તેમનો ઇરાદો નહિ હોવાથી ઘોડેસ્વારીની પરીક્ષામાં ગયા નહિ એટલે એમને પાત્ર ગણવામાં આવ્યા નહિ. આ સમયે વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડ લંડનમાં હતા. શ્રીઅરવિંદ તેમને મળ્યા તથા વડોદરારાજ્યમાં નોકરીની નિમણૂક મેળવી સને ૧૮૯૩ના ફેબ્રુઆરીમાં તેમણે ઈંગ્લાંડ છોડ્યું.

વડોદરારાજ્યની નોકરીમાં ઇ. ૧૮૯૩થી ૧૯૦૬ સુધીનાં તેર વર્ષ શ્રીઅરવિંદે પસાર કર્યાં; તેમાં પ્રથમ રાજ્યના મુલકી ખાતામાં અને ખાનગી ખાતામાં અને પછી અંગ્રેજીના પ્રોફેસર તરીકે અને છેવટે વડોદરા કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ તરીકે કામ કર્યું હતું. એમના પિતાના સ્પષ્ટ નિર્દેશ અનુસાર ઇંગ્લાંડમાં એમને પૂર્વના દેશોની અથવા તો ભારતની સંસ્કૃતિ સાથે કોઇ પણ સંસર્ગ વિનાની તદ્દન પાશ્ચાત્ય કેળવણી જ આપવામાં આવી હતી. એ ખોટ તેમણે વડોદરે પૂરી દીધી, અને સંસ્કૃત તથા હિંદની કેટલીક અર્વાચીન ભાષાઓ શીખ્યા; ભારતની સંસ્કૃતિના રહસ્યને તથા તેનાં ભૂત અને વર્તમાન સ્વરૂપોને આત્મસાત કર્યાં ૧૯૦૫માં બંગભંગ વિરુદ્ધ જે ચળવળ ફાટી નીકળી તેને લઇને વડોદરા-રાજ્યની નોકરી છોડી દેવાની અને રાજકીય ચળવળમાં ઉઘાડી રીતે જોડાવાની તેમને તક મળી. ૧૯૦૬માં તેમણે વડોદરા છોડ્યું અને નવી સ્થપાયલી બંગાળ રાષ્ટ્રીય કૉલેજના પ્રિન્સિપાલ તરીકે તે કલકત્તા ગયા.

સુધારાની મંદ ગતિએ સૈકા બે સૈકાને લાંબે ગાળે મેળવવાની સંસ્થાનિક સ્વરાજ્યની દૂર દૂરની મોળી આશા વિરુદ્ધ સ્વરાજ્યને પોતાના લક્ષ્ય તરીકે જાહેર કરવાની વાત શ્રીઅરવિંદે બંગાળમાં નવા જન્મેલા રાષ્ટ્રીય પક્ષને ગળે ઉતારી. એ લક્ષ્ય સાધવા માટે રાષ્ટ્રીય પક્ષે એક કાર્યક્રમ રજૂ કર્યો તેની નીતિ થોડાં વર્ષ પછી વિકસેલી અને આયર્લેન્ડમાં ફતેહમંદીથી પાર પડેલી સીન-ફીનની નીતિને, વિગતમાં નહિ, પણ તત્ત્વમાં મળતી હતી. નવા સ્થાપેલા 'વંદેમાતરમ્' દૈનિક પત્રને પોતાના મુખપત્ર તરીકે સ્વીકારવાનું અને તેનાં નાણાં પૂરાં પાડવાનું તેમણે રાષ્ટ્રીય પક્ષને સમજાવ્યું. એ

વંદેમાતરમ્ પત્રની નીતિ ઈ. ૧૯૦૭ની શરૂઆતથી તે ૧૯૦૯ પર્યંત, જ્યારે શ્રીઅરવિંદ જેલમાં ગયા ત્યારે તેના એકાએક બંધ થતાં લગી, સંપૂર્ણપણે શ્રીઅરવિંદના હાથમાં હતી. 'વંદેમાતરમ્' લગભગ તરતજ ભારતભરમાં ફેલાવો પામ્યું અને તેના ટૂંકા પણ મહત્ત્વભર્યા જીવન-માં તેણે ભારતના રાજકીય વિચારમાં પલટો આણ્યો. એવો પલટો આણ્યો કે ત્યારપછીથી થયેલા વિકાસમાં પણ તે વખતે પડેલી છાપ આજદિન સુધી મૂળરૂપે એવી ને એવી રહી છે. પરંતુ આ નીતિ પર શરૂ કરેલી લડત, ભાવિ માટે મહત્ત્વપૂર્ણ બનાવથી ભરચક અને આગેવાન હોવા છતાં, તે વખતે લાંબો કાળ ચાલી નહિ; કારણકે એ કાળે દેશ એવા વીરતાભર્યા કાર્યક્રમ માટે અપકવ હતો.

૧૯૦૮ના મેમાં અલીપુર કાવત્રા કેસમાં તેમના ભાઈ બારીંદ્ર-કુમાર ઘોષના નેતૃત્વ નીચેના ક્રાંતિકારી મંડળનાં કાર્યોમાં સંડોવાયલા હોવાના આરોપ નીચે શ્રીઅરવિંદને કેદ કરવામાં આવ્યા, પરંતુ કાંઈ પણ મહત્ત્વનો પુરાવો એમની વિરુદ્ધ સાબિત થઇ શકયો નહિ એટલે એમને છોડી મૂકવામાં આવ્યા. અલીપુર જેલમાં આસન કેદી તરીકે એક વર્ષ ભોગવ્યા પછી જ્યારે ૧૯૦૯ના મેમાં પોતે બહાર આવ્યા ત્યારે રાષ્ટ્રીય પક્ષનું સંગઠન તૂટેલું હતું. તેના નેતાઓ કેદ કે દેશનિકાલ થયેલા હોવાથી કે પોતે જાતે સ્વીકારેલા પરદેશવાસથી વિખરાઈ ગયેલા હતા. અને રાષ્ટ્રીય પક્ષ હજુ હયાત હતો ખરો, પરંતુ તે મૂંગો, નિરુત્સાહી અને કોઇ પણ જોમભર્યા કાર્ય માટે અશક્તિમાન જણાયો. લગભગ એક વર્ષ પર્યંત ઉદ્દામ પક્ષના જાહેર જીવનમાં બાકી રહેવા પામેલા નેતા તરીકે એકલે હાથે ચળવળને ફરી જીવતી કરવાનો તેમણે પ્રયાસ કર્યો. પોતાના પ્રયત્નમાં સહાય મળે તે માટે 'કર્મયોગી' નામે એક અંગ્રેજી

અને 'ધર્મ' નામે એક બંગાળી અઠવાડિક આ વખતે એમણે શરૂ કર્યાં. પરંતુ એમની નીતિ અને કાર્યક્રમનો અમલ કરવા માટે પ્રજાની પૂરતી તૈયારી નહોતી એમ સ્વીકારવાની છેવટે તેમને ફરજ પડી. વધારેમાં અલીપુર જેલમાં બાર માસનો કારાવાસનો સમસ્ત કાળ યોગસાધનામાં ગાળવામાં આવ્યો હતો એટલે આધ્યાત્મિક જીવન પ્રત્યે અનન્ય એકાગ્રતા કરવા માટે એમના અંતરમાંથી એમના પર દબાણ થઇ રહ્યું હતું. તેથી ઇ. સ. ૧૯૧૦ના એપ્રિલ માસમાં ફ્રેંચ ભારતના પોંડીચેરી તરફ નૌકાવાટે તેમણે પ્રયાણ કર્યું. વધારે અનુકૂલ સંજોગોમાં રાજકીય ક્ષેત્રમાં પાછા આવવાના કાંઇક ઇરાદાસહિત એમણે બંગાળ છોડ્યું હતું. પરંતુ જે આધ્યાત્મિક કાર્ય તેમણે હાથ ધર્યું હતું તેની વિપુલતા – વિશાળતા થોડા જ સમયમાં તેમને દેખાવા લાગી, અને એમને એ પણ સ્પષ્ટ જણાયું કે એમની સઘળી શક્તિઓની અનન્ય એકાગ્રતાની એ કાર્યમાં જરૂર પડશે. પરિણામે તેમણે રાજકીય ક્ષેત્ર સાથેનો સંબંધ તોડી નાખ્યો, મહાસભાના સભાપતિપદનો અનેક વાર અસ્વીકાર કર્યો અને રાજકારણમાંથી ક્ષેત્રસંન્યાસ સ્વીકાર્યો.

શ્રીઅરવિંદે પોતાની યોગસાધના ૧૯૦૫માં આરંભેલી. ભારતના ભગવદ્પ્રાપ્તિના અને આધ્યાત્મિક સાક્ષાત્કારના આજ લગીના માર્ગોમાંથી મળી આવતાં આધ્યાત્મિક અનુભૂતિનાં સારતત્ત્વોને પોતાની સાધનામાં એકઠાં કરી, અસ્તિત્વના બે છેડા આત્મા અને પદાર્થતત્ત્વ યાને અન્ન એ બે વચ્ચે એકતા કરનાર અને મેળ બેસાડનાર વધારે વિશાળ અનુભૂતિની શોધમાં તેઓ આગળ વધ્યા. યોગસાધનાના ઘણા ખરા માર્ગો પરાત્પરને પામવાના ઉપાયો છે, રસ્તાઓ છે, એ માર્ગો ચેતનાને આત્મતત્ત્વ પ્રત્યે લેઇ જાય છે

અને અંતે સાધકને જીવનથી પરાઙ્મુખ કરે છે. શ્રીઅરવિંદનો સાધનમાર્ગ ઊર્ધ્વચેતનામાં આરોહણ કરે છે તે ઊર્ધ્વભૂમિકાના લાભ સહિત ફરી ઊતરવા કાજે: માનવ જીવનનું રૂપાંતર કરવા માટે ઊર્ધ્વભૂમિકામાંથી તે આત્માની જ્યોતિ, શક્તિ અને આનંદને લાવે છે. વસ્તુઓને આ દૃષ્ટિબિંદુથી જોતાં જડ જગતમાં માનવનું વર્તમાન અસ્તિત્વ એટલે જેના મૂળમાં અચેતનતા અને અજ્ઞાન આવી રહેલાં છે એવું જીવન. પરંતુ તેની અચેતનતા અને અજ્ઞાનતામાં પણ પ્રભુની હાજરી અને તેના આવિર્ભાવની શક્યતાઓ અંતર્હિત છે. આ સૃષ્ટિ, નિર્વાણ કે સ્વર્ગલોક તરફ પાછા ફરતા આત્માએ એક બાજુએ નાંખી દેવાની માયા, ભ્રમણા કે ભૂલ નથી; પરંતુ જડ પદાર્થની અચેતનતામાંથી ક્રમે ક્રમે દિવ્ય ચેતના જેનાવડે પ્રકટ થવાની છે એવી આત્મ-ઉત્ક્રાંતિનું સ્થળ છે. ચેતનાની ઉત્ક્રાંતિએ આજપર્યંત પ્રાપ્ત કરેલું ઊંચામાં ઊંચું પદ મન છે; પરંતુ મનોમયચેતના એ ઉત્ક્રાંતિની ક્રિયાની અવધિ નથી. મનથી પણ પર વિજ્ઞાન (અતિમાનસ) એટલે કે સનાતન સત્ય ચેતના આવી રહેલ છે. એ વિજ્ઞાનમય ચેતના દિવ્યજ્ઞાનની સ્વયંપ્રજ્ઞ અને સ્વયંચાલક (આત્મનિર્ણાયક) જ્યોતિને તથા શક્તિને સ્વભાવથી જ ધારણ કરે છે. મન એટલે સત્યની શોધ કરતું અજ્ઞાન. પરંતુ આ વિજ્ઞાનમય ચેતના તો પોતાનાં બળો અને રૂપોની લીલાને સુમેળમાં પ્રકટ કરનાર સ્વયંભૂ જ્ઞાન-સ્વરૂપ હોય છે. માનવજાતિનાં સૌથી ઉચ્ચ તત્ત્વોએ પૂર્ણતાનાં જે સ્વપ્ન સેવ્યાં છે તે પૂર્ણતા વિજ્ઞાનના – અતિમાનસના – અવતરણથી જ આવી શકે તેમ છે. મનની ઉપર રહેલી મહત્તર દિવ્ય-ચેતના પ્રત્યે ઉન્મુખ થવાથી આ જ્યોતિર્મય અને આનંદમય શક્તિ તરફ ચડવાનું, પોતાના સત્ય સ્વરૂપને શોધી કાઢવાનું, પ્રભુ

સાથે નિત્ય સાયુજ્યમાં રહેવાનું તથા મનપ્રાણશરીરના રૂપાંતર માટે વિજ્ઞાનની શક્તિને ઉતારવાનું શક્ય બને છે.

આ શક્યતાનો સાક્ષાત્કાર કરવો એ શ્રીઅરવિંદના યોગનો ક્રિયાત્મક હેતુ છે.



ડિસેમ્બર '૩૫ના 'કૌમુદી'માં પ્રસિદ્ધ થયેલો.

# શ્રીઅરવિંદનો આશ્રમ

## મૂળ લેખક : **શ્રી. દેવશર્મા,** · આચાર્ય · ગુરુકુળ · કાંગડી

[ શ્રી દેવશર્મા ( અભય ) હિંદી સાહિત્યના સુપ્રસિદ્ધ પત્રકાર અને લેખક છે. એમનાં લખાણોમાંથી 'તરંગિત હૃદય' સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી ગુજરાતીમાં પ્રકટ થયું છે. દેશોન્નતિનાં કાર્યમાં તેઓ વિદ્યાર્થીઅવસ્થાથી જોડાતા આવ્યા છે. આર્ય-સમાજના વાતાવરણને લઈને વેદ ઉપર શ્રદ્ધા થઈ જેને પરિણામે 'વૈદિક વિનય' નામનાં ત્રણ પુસ્તકો તેમણે હિંદીમાં પ્રકટ કર્યાં. જીવનનાં ઉચ્ચતમ અને દિવ્ય તત્ત્વોની શોધ એ તેમનો મુખ્ય આદર્શ છે — સેવા વગેરે આનુષંગિક બની જાય છે — એ પરમ તત્ત્વ પર એમની શ્રદ્ધા અડગ છે અને હજી પણ જીવનમાં ધ્રુવ-તારા પેઠે તેમને દોરી રહેલી છે ]

**યુ**ગાન્તરે અવતરતા મહાપુરુષોમાં શ્રીઅરવિંદ એક છે. તેમની મહત્તા જનસમાજના જાણવામાં હજી આવી નથી, પરંતુ હું શ્રદ્ધા-પૂર્વક માનું છું કે જનસમાજ તે અવશ્ય જાણશે.

આવા મહાપુરુષ વિષે હિંદુસ્તાનના લોકો અને ખાસ કરીને ઉત્તર હિંદુસ્તાનના લોકો તદ્દન અજ્ઞાન છે. આમ હોવાનું કારણ એમ પણ હોઇ શકે કે પ્રચારકાર્ય ઉપર ઝોક આપતા આપણા આ અત્યારના જમાનામાં પણ તેવા પ્રચારકાર્યમાં તેમને શ્રદ્ધા નથી. સત્યમાં સત્ય સ્વરૂપ પરમેશ્વર ઉપર તેઓ એકનિષ્ઠ હોવાથી તેમણે દુનિયાની કોઇ પણ વસ્તુની પરવા કરી નથી. અને ખાસ કરીને જાહેર થવાની તેમણે બિલકુલ જ અવગણના કરી છે.

આથી કરીને આપણે તેમને વિષે કશું જ જાણતા નથી અગર તો જે કાંઇ થોડું જાણીએ છીએ તે અધૂરું અગર તો તદ્દન અસત્ય, ભ્રમથી યા તો ખોટી દંતકથાઓથી ભરેલું હોય છે.

ઇશ્વરકૃપાથી ગયા ફેબ્રુઆરી મહિનાથી શ્રીઅરવિંદના આશ્રમમાં બે માસ રહેવાનો સુયોગ મને પ્રાપ્ત થયો હતો. એ બે માસમાં મારા ત્યાંના પરિચયથી હું જે કાંઇ જાણી શકયો છું તે વાચકો આગળ રજૂ કરવાનો પ્રયાસ કરૂં છું.

## શ્રીઅરવિંદની સિદ્ધિ

શ્રીઅરવિંદ એક ભયંકર વિદ્રોહી છે એવું સરકાર હજી પણ માનતી હોય એમ લાગે છે. હિંદુસ્તાનનો શિક્ષિત વર્ગ તેમને એક મહાન દેશભક્ત તરિકે માન આપે છે, તેથી જ તેમને સાત-આઠ વાર કોંગ્રેસના પ્રમુખ થવા માટેનાં આમંત્રણો મળ્યાં હતાં. પરંતુ હવે તેઓ એવું આમંત્રણ સ્વીકારવાની સ્થિતિ વટાવી ગયા છે. તેમને ત્રણ પ્રકારની ઘેલછા લાગી છે એવું તેમણે આજથી પચીસ વર્ષ ઉપર કહેલું હતું. પોતાનું સર્વસ્વ ભારતમાતાને ચરણે સમર્પણ કરવું એ પહેલી, ભારતમાતાને બંધનમુક્ત કરવી એ બીજી અને ભગવાનનો સાક્ષાત્કાર કરવો એ એમની ત્રીજી ઘેલછા હતી. પોંડીચેરી પહોંચ્યા પછી તો તેઓ યોગસાધનામાં જ પૂર્ણ-પણે એકાગ્ર થઇ ગયા. વાચકો જાણી આશ્ચર્ય પામશે કે છેલ્લાં ૨૦ વર્ષ દરમિયાન તેઓ મકાનમાંથી બહાર નીકળ્યા નથી. જે યોગસિદ્ધિને માટે તેઓ પ્રયાસ કરી રહ્યા હતા તેમાં તેમને ૨૪ નવેંબર ૧૯૨૬ની સાલમાં સફળતા પ્રાપ્ત થઇ. આ સમય પછી જ શ્રીઅરવિંદે બીજાઓને પણ સાધનામાં મદદ કરવાનું કામ હાથ ધર્યું છે અને વાસ્તવિકરીતે તો ત્યારથી જ શ્રીઅરવિંદના આશ્રમની શરૂઆત થઇ ગણાય.

## શ્રીમાતાજી

આશ્રમની વ્યવસ્થા વિષે જાણવા માટે માતાજીના વ્યક્તિત્વને જાણવું ખાસ જરૂરી છે. માતાજી જન્મે એક ફ્રેન્ચ બાઈ છે. એમનું નામ મીરાદેવી છે. આશ્રમમાં બધા તેમને માતાજી અગર ધી મધર (Mother)ના નામથી જ ઓળખે છે, અને સંબોધે છે. આધ્યાત્મિક દૃષ્ટિએ તેઓ શ્રીઅરવિંદની સમાન કક્ષાએ મનાય છે. આશ્રમની શરૂઆત થતાં પહેલાં જ્યારે શ્રીઅરવિંદ સાધના કરતા હતા ત્યારે કેટલાક સાધકો તેમની સાથે સાધના કરવા માટે રહેતા હતા. એ જ અરસામાં એટલે કે ૧૯૧૪ની સાલમાં માતાજી હિંદુસ્તાનમાં આવ્યાં. (તેઓ જાપાનમાં પણ કેટલાંક વર્ષો રહ્યાં છે.) હિંદુસ્તાનમાં આવતાં પહેલાં માતાજીએ યુરોપ અને ઉત્તર આફ્રિકામાં રહી સાધના કરી છે. શ્રીઅરવિંદને મળ્યા પછી તેઓ આશ્રમમાં રહેવા લાગ્યાં. ઇ. ૧૯૧૪માં યુરોપમાં યુદ્ધ જાગ્યું અને તેથી તેમને તુરત જ ફ્રાંસ જવાની જરૂર પડી. યુદ્ધ સમાપ્ત થતાંની સાથે તેઓ પાછાં પોંડીચેરી આવ્યાં. માતાજીના આગ્રહથી જ શ્રીઅરવિંદે '**આર્ય**' માસિકની ઈ. ૧૯૧૪માં શરૂઆત કરી હતી. પરિચય થતાં શ્રીઅરવિંદને માલૂમ પડ્યું કે માતાજીનો આધ્યાત્મિક અધિકાર ઘણા જ ઊંચા પ્રકારનો છે. અત્યારે તો હું ઉપર જણાવી ગયો તેમ બન્નેની આધ્યાત્મિક શક્તિ એક સરખી મનાય છે એટલું જ નહિ, પણ એમ કહેવામાં આવે છે કે જે વાત શ્રી-અરવિંદને કહેવી હોય તે વગર સંકોચે માતાજીને કહી શકાય છે. જ્યારથી આશ્રમની સ્થાપના થઇ છે – એટલે કે નવેંબર ૧૯૨૬ પછીથી – ત્યારથી આશ્રમની બધી જ વ્યવસ્થાનું કામ માતાજીએ હાથ ધર્યું છે; અને ત્યારથી શ્રીઅરવિંદ કોઇને મુલાકાત આપતા

નથી તેમ જ વાત પણ કરતા નથી. આશ્રમનું બધુંજ કામ માતાજી કરે છે. જાણે કે માતાજી પ્રકૃતિરૂપે અને શ્રીઅરવિંદ પુરુષરૂપે હોય તેવો આપણને ખ્યાલ આવે છે. માતાજી પણ ઓછામાં ઓછું જ બોલે છે. જરૂર જણાયે તેઓ સાધકોને મળવાનો પણ સમય આપે છે. તેમનાં દર્શન હમેશના સમુહ ધ્યાન* વખતે થઇ શકે છે. અગાઉથી રજા મેળવ્યા વિના તેમની સાથે કોઈ પણ વાત કરી શકતું નથી. કોઇ કોઈ સમય પર માતાજીને પ્રણામ કરવાની પણ સાધકોને રજા મળે છે.

માતાજીના સંસર્ગમાં આવવાથી જ તેમનો મહિમા તેમજ દિવ્યતાનો અનુભવ થઇ શકે છે. મને તેમની સાથે મુલાકાતનો સમય મળેલો અને તેથી મારા પર કોઈ વિશેષ પ્રકારનો પ્રભાવ પડેલો એમ હું જરૂર કહી શકું.

## શ્રીઅરવિંદનાં દર્શન

ઉપર જણાવ્યા પ્રમાણે શ્રીઅરવિંદ ૧૯૨૬ના નવેંબરની ૨૪મી તારીખથી તદ્દન એકાંતમાં રહે છે. ત્યારથી કોઇ પણ તેમને મળી શકતું નથી તેમ જોઈ પણ શકતું નથી તો પછી વાત કરવાનો તો સવાલ જ કયાં રહ્યો. માત્ર માતાજી જ તેમને મળી શકે છે. તેમને પણ શ્રીઅરવિંદને મળવાનો ઘણો ઓછો સમય મળે છે એમ લાગે છે. આ પ્રમાણે હોવા છતાં પણ સાધકો



*અગાઉ, દરરોજ સવારના સમુહ ધ્યાન વખતે માતાજીનાં દર્શન થતાં. દર અઠવાડિયે બે દિવસ પ્રણામ વિધિ થતો અને માતાજી આશિષ આપતાં. હવે સવારનાં સમુહ ધ્યાન અને પ્રણામ બંધ છે. માત્ર શ્રીઅરવિંદદર્શનને આગલે દિવસે પ્રણામવિધિ થાય છે. સંપાદક

તથા બહારના માણસોને માટે વર્ષમાં ત્રણ વાર શ્રીઅરવિંદનાં દર્શન થઇ શકે એવી વ્યવસ્થા રાખવામાં આવી છે. એ ત્રણે દિવસો નીચે પ્રમાણે છે :

૨૧ ફેબ્રુઆરી — શ્રીમાતાજીનો જન્મદિવસ
૧૫ ઑગસ્ટ — શ્રીઅરવિંદનો જન્મદિવસ
૨૪ નવેંબર — શ્રીઅરવિંદની યોગસિદ્ધિનો દિવસ

આ ત્રણે દિવસોએ જેને દર્શન માટે જવાની ઇચ્છા હોય તેમણે આગળથી રજા મંગાવી લેવાની હોય છે. રજા મેળવ્યા વગર ત્યાં જવું નિરર્થક છે. ગઇ તા. ૨૧મી ફેબ્રુઆરીને દિવસે મને શ્રીઅરવિંદનાં દર્શનનો લાભ મળ્યો હતો. તે વખતે લગભગ ૩૦૦ માણસ હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાંથી દર્શન માટે આવ્યાં હતાં. દર્શન વખતે પણ તેમની સાથે વાત થઈ શકતી નથી. દર્શન માટે દરેક જણને એકથી દોઢ મિનિટનો સમય આપવામાં આવે છે. દર્શને જનાર દરેક જણ પોતાની ઇચ્છા મુજબ ફૂલ અગર તો હાર સાથે લેઇ જાય છે; અને શ્રીઅરવિંદ તથા માતાજીને પ્રણામ કરતી વખતે તેઓ માથા ઉપર હાથ મૂકી આશિષ આપે છે.* આ રીતે દર્શન કરવા જનાર તેમના તરફ જોવામાં અગર તો પ્રણામમાં વધારે વખત ગાળી પોતાને મળતી દોઢ મિનિટનો ઉપયોગ કરે છે. દર્શન વખતે મને તેમની આકૃતિ, અત્યારે ફોટામાં છે તેના કરતાં, ઘણી જ વધારે ભવ્ય લાગી. જે ફોટો આપણે અત્યારે જોઇએ છીએ તે નહિ નહિ તો તેમનો વીસ વર્ષ ઉપર પડાવેલો ફોટો છે. અને તે પછી તો તેમણે લેવા દીધો જ નથી.



*હવે તો દૂરથી માત્ર દર્શન કરવાનાં હોય છે. પરંતુ દર્શનને આગલે દિવસે શ્રીમાતાજીને પ્રણામ કરી આશિષ લેવા ભાગ્યશાળી થવાય છે.

## આશ્રમ

લોકો એમ માનતા હશે કે શ્રીઅરવિંદઆશ્રમ ગામ બહાર કોઇ એક મોટા મકાનમાં હશે. પરંતુ તેવું નથી, કારણકે તેમનો આશ્રમ બીજી સંસ્થાઓ પેઠે વિધિસર સ્થાપવામાં આવ્યો નથી, તે ધીમે ધીમે આપોઆપ વૃક્ષની પેઠે વિકાસ પામ્યો છે. ગામના દરિયા તરફના ભાગમાં જે મકાનમાં શ્રીઅરવિંદ અત્યારે રહે છે, તેની આજુબાજુએ થોડે થોડે અંતરે આશ્રમનાં છૂટાં છૂટાં અને ભાડે લીધેલાં મળીને લગભગ ચાળીસ મકાનોમાં સાધકો રહે છે. આશ્રમના સાધકો વચ્ચે ફક્ત શ્રીઅરવિંદ અને માતાજી સાંકળરૂપ છે. ચારે તરફ ભીંતોથી કે વાડથી ઘેરાયલું કોઈ મકાન કે એવી બીજી બાહ્ય પરિસ્થિતિ તેમને જોડતી નથી. બધાં જ સાધકો જમવાનું તથા ધ્યાન એક જગ્યાએ એકઠાં મળી કરે છે. અત્યારે સાધક અને સાધિકા મળી લગભગ ૨૦૦ માણસો ત્યાં રહે છે. તેમાં લગભગ સવાસો સાધકો તથા પંચોતેર સાધિકાઓ છે. પ્રાંતની દૃષ્ટિએ જોતાં ગુજરાતીઓ સૌથી વધારે છે, બીજે નંબરે બંગાળી અને ત્યાર પછી મદ્રાસી આવે છે. મહારાષ્ટ્રનું એક કુટુંબ છે અને સંયુક્ત પ્રાન્તનું હજુ સુધી ત્યાં કોઇ જોડાયું નથી. પાંચ-છ પંજાબીઓ થોડો વખત થયાં જોડાયા છે. ચાર-પાંચ બિહારના અને એક સજ્જન રાજપૂતાનાના પણ છે. કેટલાંક મુસલમાન અને પારસી કુટુંબો પણ છે. કેટલાક ફ્રાન્સ, ઇંગ્લેન્ડ, અમેરિકા વગેરે સ્થળોએથી પણ આવેલા છે. આ તો ફક્ત વાચકોની કુતૂહલતા ખાતર જ — ખરું જોતાં અહીં જાત, રંગ, ધર્મ, પ્રાન્ત વગેરેના ભેદ નથી. ત્યાંના વાતાવરણમાં ભેદભાવની કલ્પના પણ નથી. તમામ સાધકો નાત, જાત તથા પ્રાંતીય ભાવનાના રાગથી દૂર રહી આગળ

વધ્યે જાય. ત્યાંની વહેવારિક ભાષા અંગ્રેજી છે. શ્રીઅરવિંદ બીજી તમામ ભાષાઓના પત્રો વાંચે છે. પરંતુ તેના જવાબ તેઓ અંગ્રેજીમાં જ આપે છે. અંદર અંદર સાધકો ગુજરાતી, બંગાળી, તામીલ, તેલુગુ, ફ્રેન્ચ તથા હિન્દીમાં વાતચીત કરી શકે છે. કોઇક મદ્રાસી સિવાયના તમામ હિન્દી સમજે છે. સાધિકાઓ હિન્દીમાં સારી રીતે વાતચીત કરી શકે છે. ભારતીય ભાષાનું પ્રતિનિધિત્વ ત્યાં હિન્દી જ લે છે.

આશ્રમમાં પતિપત્નીના સંબંધથી કોઇ રહી શકતું નથી. એવા સાધકો પણ છે જેમનાં પત્નીને પણ આશ્રમમાં સાધિકા તરીકે સ્વીકારવામાં આવેલાં છે, પરંતુ તેઓ તમામ જુદાં જુદાં રહે છે. ફક્ત સાધના માટે તેઓ ત્યાં રહે છે. તેમનો સીધો સંબંધ શ્રીમાતાજી તથા શ્રીઅરવિંદ સાથે છે.

શ્રીઅરવિંદ બ્રહ્મચર્ય ઉપર ઘણો જ ભાર મૂકે છે. જે વ્યક્તિ કામવાસનાને શાંત કરવા ચાહે નહિ તેને માટે શ્રીઅરવિંદ-આશ્રમમાં સ્થાન નથી. તેવા આદમીને શ્રીઅરવિંદ કહે છે: જો તમે તેને માટે તૈયાર ન હો તો બહારની દુનિયાના સામાન્ય જીવનમાં જ રહો. આ માર્ગ તમારે માટે નથી. મારા અનુભવ ઉપરથી હું કહી શકું છું કે ત્યાં બ્રહ્મચર્યનું ઘણું જ પ્રબળ વાતાવરણ છે. તેનું પાલન કરવાની તમામ આશ્રમવાસીઓ પોતાની ફરજ સમજે છે. આશ્રમમાં દાખલ થવા માટે ખાસ નિયમો નથી. શ્રીઅરવિંદ કહે છે: મેં કોઇને બોલાવ્યા નથી. જે કોઈ આશ્રમવાસી થવાની પ્રાર્થના કરે છે તેમનો તેઓ પોતાની દૃષ્ટિ અનુસાર સ્વીકાર યા અસ્વીકાર કરે છે. ઘણી સારી સંસ્થાઓ અને આશ્રમોનો અંદર-ખાનેથી મને અનુભવ છે. છતાં જે શાંતિ અને તાલથી અહીંનું

કામ ચાલતું જોયું છે તેવું બીજી કોઇ પણ જગાએ જોયું નથી. સંભવ છે કે તેનું કારણ કદાચ એ હોય કે અહીં આવનાર પ્રત્યેક વ્યક્તિ શ્રીઅરવિંદમાં પૂર્ણ શ્રદ્ધા-ભક્તિથી આવે છે. આ આશ્રમનો ઉદ્દેશ અત્યંત મહાન છે એ પણ તેનું એક કારણ હોય. પોતાની દિવ્ય દૃષ્ટિથી પરીક્ષા કરીને જ કોઈ પણ વ્યક્તિને શ્રીઅરવિંદ સ્વીકારે છે.

આશ્રમ કોઇ સાર્વજનિક સંસ્થા નથી. છતાં તેના ખર્ચનો પૂરેપૂરો હિસાબ રાખવામાં આવે છે. કોઇ પણ ઘરની સજીવ વ્યવસ્થા માટે આવક-જાવકનો હિસાબ રાખવો જરૂરી છે તેવી જ રીતે શ્રીઅરવિંદના આ ઘરનું પણ સમજવું.

દર્શન કરવા આવનાર દરેકને આશ્રમ બતાવવાની જરૂર જણાતી નથી. કોઇ કોઈ વખત કોઈ ખાસ અવસ્થામાં માતાજીની રજા મેળવી આશ્રમ બતાવવામાં આવે છે. આશ્રમ જોવાની ઉત્સુકતા માત્રથી કોઇએ ત્યાં જવું જોઇએ નહિ.

ઘણા દર્શનાર્થીઓનો એવો અનુભવ છે કે દર્શન કરવાથી આધ્યાત્મિક ઉન્નતિ થાય છે. કેટલાકને એક જ દર્શનથી આધ્યાત્મિક ભૂખ લાગે છે. જ્યારે કેટલાકને વારંવાર દર્શનની ઇચ્છા થાય છે. પોતપોતાની ગ્રહણશક્તિ ઉપર તેનો આધાર છે. કોઈ કોઇને એક વખત દર્શન કરવાથી તૃપ્તિ થઈ જાય છે.

## જમવાની વ્યવસ્થા

ઘણા લોકોનો એવો ખ્યાલ હોય છે કે આશ્રમમાં જમવા સંબંધી કાંઈ નિયમ અગર તો પ્રતિબંધ નથી. મેં પણ ત્યાં જતાં પહેલાં સાંભળ્યું હતું કે માંસ અને દારૂનો પણ ત્યાં નિષેધ નથી. આમાંનું કશું જ મારા જોવામાં આવ્યું નહિ. (જો કે સિદ્ધાંત

તરીકે ઉચ્ચ આધ્યાત્મિકતા પ્રાપ્ત કરવા માટે એવી વસ્તુઓનો નિષેધ અનિવાર્ય છે એમ તેઓ માનતા નથી.) આશ્રમવાસીઓની જમવાની વ્યવસ્થા નીચે પ્રમાણે છે:

**સવારમાં**—અડધો રતલ ગાયનું દૂધ, બ્રાઉન બ્રેડ (પીસેલા, ચાળ્યા વગરના ઘઉંના લોટમાંથી બનાવેલી ડબલ રોટી)ના ત્રણ કકડા અને એક કેળું.

**બપોરના**—ભાત, રોટી, દાળ અગર શાક, અડધો રતલ દહીં અને બે કેળાં તથા લીંબુ.

**સાંજના**—અડધો રતલ દૂધ, રોટી અને શાક અગર તો દાળ.

શ્રીઅરવિંદ અને માતાજી પણ ફળોનો રસ, દૂધ, શાક અને રોટી વગેરે ઘણા જ ઓછા પ્રમાણમાં લે છે.

ઉપર જણાવેલો બધો જ ખોરાક મરચાં, મસાલા વગરનો હોય છે. સાધકો જ બધી રસોઇ તૈયાર કરે છે. બ્રેડ પણ આશ્રમમાં જ બનાવવામાં આવે છે, અને ઘઉં પણ આશ્રમમાં રાખેલી એક નાની વીજળીની ઘંટી ઉપર પીસવામાં આવે છે. ત્યાંનું ભોજન ઘણી સફાઇથી બને છે. ભોજન વારંવાર પીરસવામાં આવતું નથી. ભોજનશાળાના એક ઓરડામાં મોટા ટેબલ ઉપર ભોજનની સામગ્રી સ્વચ્છતાથી અને વ્યવસ્થિત રીતે મૂકેલી હોય છે. વખતસર ત્રણ-ચાર સાધકો ભોજન પીરસવા ઊભા રહે છે. બધા સાધકો વખત-સર ભોજન લેવા આવે છે. એક બીજા મોટા ઓરડામાં બીછાવેલાં આસનો પર બેસી, સામે ગોઠવેલી ટ્રીપાઇઓ ઉપર પોતાની થાળી મૂકી, ઘણી જ શાંતિથી પોતાનું ભોજન લે છે.

કોઇ કોઇ ખાસ કાર્યોમાં રોકાયેલા સાધકો માટે જાળીવાળા એક ખાસ કબાટમાં તેમની થાળીઓ ઢાંકી મૂકવામાં આવે છે.

પોતાની ફુરસદે આવી તેઓ ભોજન કરે છે. વાસણો ધોવાનું કામ પણ સાધકો જ કરે છે.

## બીજી વ્યવસ્થા

આ યોગમાં કર્મને સ્થાન હોવાને લીધે દરેક સાધક કાંઈને કાંઈ કામ કરે છે. માતાજી સાધકને જે કામ સોંપે તે તેણે કરવાનું હોય છે. લોટ દળવો, ડબલરોટી બનાવવી, રસોઈ પકાવવી, સફાઇ, દ્વારરક્ષા, બાગકામ, લુહારીકામ, સુથારીકામ, ટાઈપ, ગ્રંથલેખન, કવિતા, ચિત્રાંકન, વસ્તુવિતરણ, પુસ્તકાલય પ્રબંધ, ચિકિત્સા, દફતરી કામ વગેરે તમામ પ્રકારનું કામ આશ્રમમાં કરવામાં આવે છે. સાધકો દરેક કામ સાધનાના એક અંગરૂપે; સમતા, પવિત્રતા, સૌંદર્ય અને વિવેકપૂર્ણ શાંતિથી; પોતાની સાધનામાં એ કામ જરૂરનું છે એ ભાવથી કરે છે.

સૂવું વગેરેના કોઈ ખાસ સાર્વજનિક નિયમો ત્યાં નથી. તો પણ દરેક સાધક પોતાની વ્યક્તિગત દિનચર્યામાં સચેતન હોય છે.

## ખર્ચ

વાચકને કદાચ જિજ્ઞાસા થશે કે આ દોઢસો માણસોનું ખર્ચ કેમ નભતું હશે? દર મહિને લગભગ ચારથી પાંચ હજાર રૂપિયાનો આશ્રમનો ખર્ચ છે. આશ્રમમાં જે કોઈ જોડાય છે તે પોતાનું સર્વસ્વ (જ્યાં પોતાનો અંતરાત્મા અને મન ત્યાં પોતાની મિલકત પણ) આશ્રમને સમર્પણ કરે છે. આ રીતે કાંઈક રકમ આશ્રમને મળી છે. પરંતુ આશ્રમવાસીઓનો મોટો ભાગ તો એવો છે કે જેમની પાસે એક કોડી પણ નહોતી. દરેક સાધક દીઠ દર મહિને કુલ ત્રીસથી ચાળીસ રૂપિયા ખર્ચ આવે છે. શ્રીઅરવિંદે કદી

પણ પૈસાનું ઉઘરાણું કર્યું નથી એટલું જ નહિ, પણ બીજા-ઓને ઉઘરાણું કરવા માટે પરવાનગી પણ ભાગ્યે જ આપે છે. તેઓ આશ્રમને સાર્વજનિક સંસ્થા માનતા નથી અને તેથી જ કરીને તેઓ આમવર્ગ પાસે પૈસા માગતા નથી અને પોતે તેમને જવાબદાર છે એમ સ્વીકારતા નથી. જે કાંઈ શ્રદ્ધાળુભક્તો પોતાની મરજીથી આપે છે તેમાંથી આશ્રમનો ખર્ચ નભાવવામાં આવે છે. તેઓ એમ માને છે કે આ ભગવાનનું જ કાર્ય છે, તે જ પૈસા આપે છે અને આપશે. એમ પણ કહેવાય છે કે કોઈ કોઈ વાર તેઓ આર્થિક તંગીમાં આવે છે છતાં પણ આ મુશ્કેલીને અંગે તેમનું કામ અટકી રહેતું નથી.

## ભાવિ કાર્યક્રમ

તેઓ ફરીથી શું રાજદ્વારી ચળવળમાં ભાગ લેશે ? આ પ્રશ્ન હમેશાં ચર્ચાયા કરે છે. આમવર્ગને માટે તે સ્વાભાવિક છે. પરંતુ જેઓ જાણે છે કે તેઓ એક અતિ મહાન કાર્યમાં એક-ચિત્ત થઈ ગયા છે તેમને માટે આ પ્રશ્ન બહુ મહત્ત્વનો નથી. હજી પણ આશ્રમના દરવાજાની સામે ફ્રેંચ તથા અંગ્રેજ છૂપી પોલિસ દરરોજ સાંજથી સવાર સુધી બેસી રહે છે, અને આશ્રમમાં આવનાર એકેય વ્યક્તિ આ લોકોની હેરાનગતિમાંથી બચી શકતી નથી. છતાં પણ સત્ય હકીકત તો એ છે કે ત્યાં માત્ર આધ્યા-ત્મિકતા સિવાય બીજી કોઈ પણ વસ્તુ ઉપર ધ્યાન આપવામાં આવતું નથી. શ્રીઅરવિંદને ૧૯૨૬ની સાલ સુધી જ્યારે જ્યારે તેમના ભવિષ્યના કાર્ય વિષે પૂછવામાં આવતું ત્યારે તેઓ કહેતા, 'હાલમાં નહિ,' 'હું કશું જ કહી શકતો નથી.' પરંતુ ત્યાર પછી તો તેઓ એક મહાન કાર્યનો આરંભ કરી ચૂક્યા છે.

તેઓ જે કામમાં અત્યારે લાગી રહ્યા છે તે કાર્ય માનવમાં ઉચ્ચ પ્રકારની ચેતનાનું અવતરણ કરાવવાનું છે, અને એ રીતે એક ઉચ્ચ મનુષ્યજાતિ પૃથ્વી ઉપર સ્થાપન કરવાનો, મનુષ્યનું દેવમાં રૂપાંતર કરવાનો તેમનો પ્રયાસ છે. તેઓ એવા માણસો તૈયાર કરવા માગે છે કે જેઓ વિજ્ઞાન ( supermind ) તત્ત્વને પ્રાપ્ત કરશે અને એમ થવાથી માણસનું મન અજ્ઞાનનું હથિયાર મટી જઇને સત્યના પ્રકાશને પ્રતિબિંબિત કરશે. તેનો પ્રાણ રૂપાંતર પામીને કામ, ક્રોધ, રાગ, દ્વેષ આદિથી રહિત થઈ પોતાનું વિશુદ્ધ કાર્ય કરશે. શરીરનું પણ એવું રૂપાંતર થવા પામશે કે જેથી વ્યાધિના હુમલાથી તે મૃત્યુને વશ ન થાય. આ સાધના ઘણી જ કઠણ છે અને તેમાં કદાચ એક યુગ પણ ચાલ્યો જાય. શ્રીઅરવિંદે જે કામ માટે જન્મ ધારણ કર્યો છે તે આ કાર્ય છે; અને આશ્રમ સ્થાપી તેમણે આ મહાન કાર્યનો આરંભ કર્યો છે. જો કે તેઓ કોઇ સાથે બોલતા નથી છતાં પણ લખાણ અને આંતરિક શક્તિથી આશ્રમના સાધકોને માર્ગદર્શન કરે છે. દરરોજ તેમનો છ કલાક કરતાં પણ વધારે વખત સાધકોની મુશ્કેલીઓના લેખિત ઉત્તર આપવામાં જાય છે. દિવસ અને રાત મળી બહુ બહુ તો તેઓ બેત્રણ કલાક આરામ અગર તો નિદ્રા લેતા હશે. આ ઉમરે તેઓ જે કામ કરી રહ્યા છે તે સાધારણ માણસથી બનવું તદ્દન અશક્ય છે.

દેશની સ્વાધીનતા તો તેમના આ મહાન કાર્યમાં આવી જ જાય છે, તેની કાંઈ ચિંતા કરવા જેવું નથી.

## મારા ઉપર તેમની અસર

ઘણા લોકો મને પૂછ્યા જ કરે છે કે ત્યાં બે માસ રહેવાથી મારા ઉપર તેમની શી અસર થઈ? આ સવાલ પૂછનારને એક

જ વાક્યમાં મારો જવાબ આ રહ્યો :

તેમના ગ્રંથો વાંચવાથી મને તેમનામાં ઘણી શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી, પરંતુ ત્યાં રહેવાથી મારી આ શ્રદ્ધામાં અનેકગણો વધારો થયો છે.

'ત્યાં ખાદી નથી પહેરાતી,' 'માતાજી તો રેશમી સાડીઓ પહેરે છે,' 'ત્યાં ગુપ્તતા દિવસે દિવસે વધતી જાય છે' એ પ્રમાણે માનનારા કેટલાક લોકો ઉપર આશ્રમની ભૂરી છાપ પડે છે યા તો તેવા લોકોને આ બધું ધતિંગ અને ઢોંગ છે એવું લાગે છે. પરંતુ મારા મન ઉપર આ વસ્તુઓથી કોઇ પણ ખોટી અસર પડી નથી, કારણ હું તેમની બીજી અને સત્ય બાજુ પણ જાણું છું.

મારું તો એવું માનવું છે કે ત્યાં એક એવું મહાન (આધ્યાત્મિક) કાર્ય થઇ રહ્યું છે કે જેની મહત્તા આજે આપણે સમજી શકતા નથી.

●———

ડિસેમ્બર '૩૫ના 'કૌમુદી'માં પ્રસિદ્ધ થયેલો. 'હંસ'માં પ્રસિદ્ધ થયેલા લેખમાંથી ઉમેરેલા સુધારાવધારા સાથે.

# શ્રીઅરવિંદનો યોગ

## મૂળ લેખક: શ્રી. નલિનીકાંત ગુપ્ત

[ શ્રી. નલિનીકાંત ગુપ્ત શ્રીઅરવિંદઆશ્રમ ૧૯૨૭માં શરૂ થયો તે પહેલાંના પોંડીચેરીનિવાસી છે. એમનો શ્રીઅરવિંદ સાથેનો સંપર્ક બંગભંગ જેટલો જૂનો છે. બંગાળી સાહિત્યમાં અને અંગ્રેજીમાં તેઓ સુવિદિત લેખક છે. ગંભીર, ચિંતનાત્મક લેખોમાં એમના વિચારો અનોખી શૈલી ધારણ કરે છે. બંગાળી સાહિત્યમાં તેમણે વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે.]

જ્યારે શ્રીઅરવિંદે કહ્યું કે, 'આપણો યોગ આપણે પોતાને માટે નહિ પણ માનવજાતિ માટે છે' ત્યારે ઘણાએ નિરાંતનો દમ લીધો અને વિચાર્યું કે છેવટે આ મહાત્માને દુનિયાએ પૂરેપૂરા ખોયા નથી. ભારતવર્ષમાં વખતોવખત ઉત્પન્ન થતા રહેલા સંન્યાસીઓ જેમનાથી ભારતને કે માનવસમાજને, કે કદાચ સંન્યાસીઓને પોતાને કશો ઝાઝો લાભ થયો નથી, તેમની નામમાળામાં ઉમેરાતું વધારાનું એક તેમનું નામ નથી એમ તેમને લાગ્યું. માનવજાતિની સેવામાં નિવેદિત થયેલ એક આધુનિક યોગ તરીકે લોક એમના સમજતા થયા. માનવજાતિની સેવા કરવી એ એમની આધ્યાત્મિકતાનું તારતમ્ય નહિ તો તેનો સફળ અંત અને પૂર્ણાહુતિ તો નિદાન હતી જ. માત્ર ભૌતિકશાસ્ત્રની રીતો માનવજીવનને જેટલી ફતેહમંદીથી વધારે સારું અને ઉન્નત બનાવી શકે તેના કરતાં વધારે ફતેહમંદીથી તે કાર્ય કરી શકે એવી

કેટલીક અદૃશ્ય શક્તિઓને શોધી કાઢી તેમને જોતરવાની એક પ્રકારની કલા તે યોગ એવું લોકોએ માન્યું હતું.

એમના કથનની આવી સામાન્ય સમજૂતીથી એમના ઉપદેશનો ખરો મર્મ જ લોકોના ધ્યાન બહાર રહી જતો હતો એવું શ્રી-અરવિંદને લાગ્યું; તેથી તેમણે પોતાના શબ્દો બદલ્યા અને થોડાં વર્ષો પછી કહ્યું, 'આપણો યોગ માનવજાતિ માટે નહિ, પરંતુ ભગવાન માટે છે.' પણ એમના આ વિચારપલટાને ઘણી દિશામાં આવકાર મળ્યો નહિ હોય એવો મને ભય છે; કારણકે આ વિચાર-પરિવર્તનથી જગતના યા દેશના કાર્ય માટે તેમને પાછા મેળ-વવાની સર્વ આશા સર્વથા નાશ થતી હતી અને અક્ષરબ્રહ્મની માફક જ અફળ અને સ્થૂલ જગતથી તદ્દન અલગ, તત્ત્વદર્શી, સ્વપ્નસેવી તરીકે શ્રીઅરવિંદ લેખાવા લાગ્યા.

૨

જે આદર્શ માટે શ્રીઅરવિંદ પરિશ્રમ કરી રહ્યા છે તેની વધારે નિકટ આવવા માટે એમણે આપણને આપેલા બે મુદ્રાલેખોને મેળવીએ અને કહીએ કે એમનો સંદેશો માનવજાતિમાં દિવ્યતા યાને દેવત્વ શોધીને તેને પ્રકટ કરવાનો છે તો આપણને લાભ થવાનો સંભવ છે. માનવજાતિની જે સેવા તેઓ કરવા માગે છે તે આ છે: માનવમાં રહેલા દેવત્વને પ્રકટ કરીને તેને મૂર્ત કરવું. એમનું લક્ષ્ય માનવજાતિની માત્ર ઉન્નતિ કરવાનું જ નહિ, પરંતુ માનવજીવનનું સમૂળું રૂપાંતર કરી નાખવું, તેને દેવમય બનાવવું, એ છે.

અહીંયાં પણ કેટલાક સંભવિત ખોટા ખ્યાલોથી આપણે બચવાનું છે. માનવજાતિના રૂપાંતરનો ખસુસ અર્થ એવો નથી

કે આખી માનવજાતિ દેવોની બની જશે, કે દેવપ્રજામાં ફેરવાઇ જશે,– જેમ પશુયોનિમાંથી પશુની ઉચ્ચતર પ્રતરૂપે માનવ ઉત્ક્રાંત થયો અને કાંઇ આખી યે પશુજાતિ માનવમાં ફેરવાઇ ગઇ નહિ, તેમ,– પરંતુ માનવમાંથી તેની ઉચ્ચતર પ્રતનો આ પૃથ્વી પર ઉદ્‌ગમ કે ઉત્ક્રાંતિ થશે એવો માનવજાતિના રૂપાંતરનો અર્થ થાય છે.

આ સિદ્ધિની સંભવિતતા વિષે શ્રીઅરવિંદ કહે છે કે તે કેવળ સંભવિતતા જ નહિ પરંતુ અવશ્યભાવિતા છે. આપણે યાદ રાખવાનું છે કે જે શક્તિ એ પરિણામ લાવશે અને જે ક્યારની યે કામે લાગી ગઈ છે તે માનુષીશક્તિ,– પછી તે ગમે તેવી મહાન કાં ન હોય,– નથી. એ શક્તિનો સ્વામી ભગવાન પોતે છે; તેની પોતાની ભાગવતી શક્તિ જ આ નિર્માયલા અંત માટે કાર્ય કરી રહેલી છે.

શ્રીઅરવિંદના યોગના રહસ્યનું હાર્દ આ જ છે, પ્રશ્નની મહાચાવી પણ અહીં છે. દિવ્ય કે અતિમાનુષ જાતિના આગમનનો આદર્શ ગમે તેવો ભારે અને અદ્‌ભુત લાગે, પરંતુ એ પ્રશ્ન વ્યવહારની મર્યાદામાં આવી ચૂકેલી વાત છે, કારણકે કોઇ માનવશક્તિએ એ વાત હાથ ધરી નથી, પણ ભગવાને પોતે પોતાની પરાશક્તિ, પરમ પ્રેમ અને પરમ જ્ઞાનપૂર્વક એ વાત હાથ ધરી છે. સામાન્ય માનવપ્રકૃતિને વિશુદ્ધ કરવા, તેનું રૂપાંતર કરવા અને તેમાં નિવાસ કરવા ભગવાનનું અવતરણ એ શ્રીઅરવિંદની યોગસાધનાનું સમગ્ર રહસ્ય છે. સાધકે પોતે તો માત્ર સ્થિર અને નિરવ થવાનું છે, સ્થિરપણે અભિપ્સાવાન્ અને ખુલ્લા થવાનું છે, તેણે ભગવાનના કાર્યને સંમતિ આપવાની છે, અને તેને ધારણ કરવા તૈયાર રહેવાનું છે. સાધકે અમુક કરવાની જરૂર

નથી યા તો તેણે અમુક કરવું જ જોઇએ એવું પણ નથી. એણે પોતાને માટેનું કાર્ય, તેનો માલિક અને નેતા પ્રભુ કરે તેટલું જ જોવાનું છે. ભૂતકાળના બીજા બધા યોગો કે આધ્યાત્મિક માર્ગોએ ચેતનાના આરોહણની, માનવચેતનાને અણુ અને અણુતર બનાવવાની અને છેવટ આત્મતત્ત્વમાં લીન કરી દેવાની વાત કરી છે. માનવની સક્રિય અને વ્યવહારલક્ષી પ્રકૃતિમાં નિશ્ચયાત્મક નિવાસ તૈયાર કરવા માટે ભગવત્ ચેતનાના અવતરણનો પ્રશ્ન પ્રાચીન યોગમાર્ગોએ બિલકુલ વિચાર્યો નથી; અને બિલકુલે વિચાર્યો હોય તો પણ તેમના પ્રયત્ન અને સિદ્ધિનો તે મુખ્ય વિષય ન હતો. વધારેમાં, જે દિવ્ય ચેતનાના અવતરણની વાત આપણે અત્રે કરીએ છીએ તે દિવ્ય ચેતના ભગવાનની ચેતનાના કોઈ એકાદ પ્રકારના અવતરણની નથી. પરંતુ ઋતશક્તિ સહિત ભગવાનની પોતાની ચેતનાના – પોતાની મહાશક્તિ સહિત ભગવાનના – પોતાના અવતરણની એ વાત છે. કારણ ભગવાનની એ પરાશક્તિ પોતે જ આ યુગનું ઉત્ક્રાંતિમય રૂપાંતર કરી રહેલ છે.

એ દિવ્ય અવતરણના ચોક્કસ અર્થની વિગતમાં ઊતરવાનો કિંવા, તે કેવી રીતે બને છે, તેની કાર્યદિશા કઈ છે, અને તેનાં પરિણામ શાં થયાં છે એ બધા પ્રશ્નોની વિગતમાં અત્રે ઊતરવાનો મારો હેતુ નથી; કારણકે જે થાય છે તે સાચે જ અવતરણ છે: પ્રભુની દિવ્ય જ્યોતિ પ્રથમ મનમાં ઊતરે છે અને ત્યાં તેના વિશોધનનું કાર્ય શરૂ કરે છે. જો કે ભગવદ્ સાન્નિધ્યને પ્રથમ ઓળખનાર અને તેના દિવ્ય કાર્યને સંમતિ આપનાર તો સર્વદા અંતરાત્મા જ હોય છે, કારણકે મન (એટલે તેના ઉચ્ચતર સ્તર) એ સામાન્ય માનવ ચેતનાની ટોચ છે અને જે પ્રકાશ

ઊર્ધ્વભૂમિકામાંથી ઊતરે છે તેને તત્પરતાથી અને સહેલાઈથી તે ગ્રહણ કરે છે. મનમાંથી નીચે ઊતરતો એ પ્રકાશ ભાવ અને વાસનાના ગાઢ પ્રદેશોમાં, તથા પ્રાણની પ્રવૃત્તિમાં તથા ક્રિયામાં ગળાઇને આવે છે; છેવટે પદાર્થતત્ત્વમાં – અન્નમય કોશમાં – તે આવે છે, સ્થૂલ શરીરના કઠિન અને અંધકારમય ખડકમાં પણ ઊતરે છે; કારણ કે એ ભાગને પણ આલોકિત કરી દિવ્ય પ્રકાશનાં રૂપ તથા આકાર આપવાનાં છે. ઊર્ધ્વ ભૂમિકામાંથી ઊતરતી ભગવદ્કૃપા સહિત ભગવાન પોતે શ્રેષ્ઠ નિર્માતા બને છે અને માનવ પ્રકૃતિને અનેક ઓરડા અને અનેક માળવાળા પ્રાસાદ પેઠે ધીમે અને નિશ્ચયપૂર્વક બાંધે છે. પરંતુ આ બાબતનો વધારે નિકટપણે વિચાર કરવાનું કાર્ય તો વ્યક્તિએ યોગમાર્ગના રહસ્યમાં ઠીક રીતે પ્રવેશ કર્યો હોય અને દીક્ષિતને આવશ્યક એવાં પ્રાથમિક તત્ત્વો તેણે પ્રાપ્ત કર્યાં હોય તો જ સરળ બને.

સામાન્ય માણસના મનને જે બીજો પ્રશ્ન પજવે અને ગૂંચવે છે તે એ છે કે આ વસ્તુ ક્યારે થશે? તે હાલ થશે કે એક હજાર વર્ષ પછી કે જ્યોતિર્મય પદાર્થનાં આંકે લેખાતાં લાખો કરોડો જ્યોતિ–વર્ષોને અંતરે? એક જણે સૂચવ્યા પ્રમાણે સૂર્ય ઠંડો થશે ત્યારે થશે? પણ કાર્યની વિપુલતા અને મહત્તા જોતાં સકારણ એમ કહી શકાય કે આખી શાશ્વતી આપણી સામે પડી છે, અને આવા મહા કાર્ય માટે એક સૈકો કે એક હજાર વર્ષની મુદત લાગે તો તે માટે ગણગણવાનું હોય નહિ. કારણ આ કાર્ય એટલે ભૂતકાળના કલ્પનાતીત યુગોએ કરેલા કાર્યને હતું નહતું કરવાનું અને અત્યંત દૂર દૂરના ભાવિનું પુનર્નિર્માણ કરવાનું કાર્ય છે. પરંતુ આપણે કહી ગયા છીએ કે આ કાર્ય ભગવાનનું

પોતાનું છે તેથી, તથા જે કામને પ્રકૃતિના સ્વાભાવિક ક્રમે થતાં વર્ષો લાગે તેને એક મિનિટમાં સાધી નાખનાર શક્તિની એકાગ્રતાવાળી અને અનેક પ્રક્રિયાઓને ટૂંકાણમાં સમાવી દેનારી ક્રિયાપદ્ધતિનો એટલે કે યોગનો આશ્રય લેવાથી એ કામ મોડું થવાને બદલે વહેલું થશે એવી આશા માણસ રાખી શકે. અલબત્ત, આપણો એ આદર્શ અહીં અને હમણાં છે – અહીં થશે આ પાર્થિવ જીવનવાળા પૃથ્વી પર અને હમણાં આ જીવનમાં અને આ દેહમાં જ – હવે પછી ભાવિમાં કે અન્યત્ર નહિ. ચોક્કસ કેટલો વખત લાગશે તે ઘણા ઘટકો પર આધાર રાખે છે, પરંતુ થોડા દસકા વધારે કે ઓછા એ બહુ મહત્ત્વની બાબત નથી.

સાક્ષાત્કારના વિસ્તારની બાબતમાં પણ ફરીથી કહેવું જોઈએ કે તે બાબત મુખ્ય નથી. એમાં વસ્તુનો જથ્થો નહિ પરંતુ જે કાંઈ હોય તેની ગુણવત્તા પર આધાર રહે છે. જો તે સાચી નગદ ચીજ હોય તો તેની નાની કણિકા પણ શરૂઆત માટે પૂરતી છે. **स्वल्पमप्यस्य धर्मस्य, त्रायते महतो भयात्** 'આ ધર્મનો સ્વલ્પાંશ પણ મહાભયથી રક્ષે છે.' હવે એમ પૂછવામાં આવે કે આ બધાની સાબિતી શી? મૃગજળની પાછળ કે ગાંધર્વનગર પાછળ આપણે દોડી રહ્યા નથી એની ખાતરી શી? એનો જવાબ તો બાઈબલના શબ્દોમાં આપીએ કે સાકર સાકર જ છે અને ગળી છે એની સાબિતી એને ખાવાથી થશે!

●—————

ડિસેમ્બર '૩૫ના 'કૌમુદી'માં પ્રસિદ્ધ થયેલો.

# શ્રીઅરવિંદની મુલાકાતે

[ આ લેખ બંગાળાના પ્રખ્યાત સાહિત્યક શ્રીયુત દ્વિજેન્દ્રલાલ રાયના ચિ. દિલીપકુમાર રાયે અંગ્રેજીમાં લખ્યો છે. સંગીતવિશારદ તરીકે તેઓ હવે તો આખા હિંદમાં જાણીતા થયા છે. તેઓ દુનીઆની આધુનિક સંસ્કૃતિઓનો તુલનાત્મક અભ્યાસ કરવામાં પણ રસ લે છે. એટલે સંગીતનું જ્ઞાન મેળવવાને તેમણે યુરોપની યાત્રા કરી ત્યારે સાથે સાથે ત્યાંના સમર્થ વિચારનેતાઓ, તત્વવેત્તાઓ, સામાજિક પુનર્ઘટનાના હીમાયતીઓ વગેરેની મુલાકાતો પણ તેમણે લીધી હતી. તેવાઓમાં ફ્રાંસના પ્રખ્યાત રોમાં રોલાં તથા ઈંગ્લાંડના બરટ્રાન્ડ રસેલ જેવી વ્યક્તિઓનો સમાવેશ પણ થાય છે.

હિંદમાં આવીને તેમણે મહાત્મા ગાંધી તથા શ્રીઅરવિંદની મુલાકાત પણ લીધી છે. વિશ્વની ચાર મહાન વ્યક્તિઓ જોડેની તેમની મુલાકાતોનું વર્ણન, તે દરમિયાન તેમની સાથે થએલી વાતચીત તથા શ્રીયુત દિલીપકુમારના મન ઉપર પડેલી પ્રત્યેકની છાપ, વગેરે તેમણે નોંધી રાખ્યાં છે તથા નાના પુસ્તકરૂપે તે બહાર પડવાનો પ્રયત્ન ચાલે છે.

આ લેખમાં શ્રીઅરવિંદ જોડેની તેમની મુલાકાતોનું વર્ણન છે. તે મુલાકાતો ઇ. ૧૯૨૪ના જાન્યુઆરીની તા. ૨૪ તથા ૨૫મીને રોજ થઈ હતી. શ્રીઅરવિંદને વિષે જે બીનપાયાદાર વાતો જનસમાજમાં પ્રચલિત છે તે જોતાં આ લેખ તેમના કાર્યની દિશાનું સાચું સૂચન કરી શકશે એમ કહેવું પ્રાપ્ત થાય છે. —સંપાદક ]

દાદર ચઢીને હું ઉપર ગયો. શ્રીઅરવિંદ છજામાં એક ખુરશી ઉપર બેઠા હતા. શરીરનો ઉપલો ભાગ તેમણે પીળી ચાદરથી ઢાંકયો હતો. તેમની દાઢી કૈંક સફેદ તથા માથાના વાળ લાંબા હતા.

મેં તેમને નમસ્કાર કર્યા, અને તેમની બરાબર સામે એક ખુરશી પર હું બેઠો. અમારી બંનેની વચ્ચે એક નાનું સરખું ટેબલ આવી રહ્યું હતું.

તેઓ પોતાની તીક્ષ્ણ દૃષ્ટિ મારા ઉપર સ્થિર કરીને મને નીહાળતા બેઠા હતા, એને લીધે મને શરૂઆતમાં વિચિત્ર પ્રકારની ગૂંચવણનો અનુભવ થવા માંડ્યો. તેમની દૃષ્ટિમાં સહાનુભૂતિ પૂરતા પ્રમાણમાં હતી છતાં તેનાથી મારી વાણી રુંધાતી હતી.

છેવટે સ્પષ્ટ રીતે દેખાઈ આવે એવો પ્રયત્ન કરીને, મેં અચકાતાં અચકાતાં તેમને પ્રશ્ન પૂછવાની હિંમત કરી: "યોગસાધનાનો કૈંક અભ્યાસ કરવો મારે માટે શકય છે કે નહિ તે જાણવા માટે હું આવ્યો છું."

"પ્રથમ તો તમે શેની શોધમાં છો તથા મારી મદદની આશા કઇ બાબતમાં રાખો છો તે તમારે મને સ્પષ્ટપણે જણાવવું જોઇએ, કારણકે જુદા જુદા લોકો યોગમાંથી જુદી જુદી વસ્તુઓ માગે છે." તેમણે જણાવ્યું.

"જીવનનો અંતિમ હેતુ શોધી કાઢવામાં તથા તે શોધી કાઢીને તેને સિદ્ધ કરવામાં મને મદદ કરે એવી યોગદીક્ષા આપની પાસેથી મને મળી શકશે કે નહિ? એ પ્રશ્ન મારે આપને પૂછવો હતો" મેં કહ્યું.

"એ પ્રશ્નનો ઉત્તર આપવો કૈં સહેલ નથી." તેમણે કહ્યું; "કારણકે આપણામાંના એકે એકને માન્ય હોય એવો સર્વમાન્ય જીવનનો હેતુ અસ્તિત્વ ધરાવતો નથી. માણસ માણસનો હેતુ જુદો જુદો હોય છે અને તે જુદો હોવો પણ જોઇએ. દાખલા તરીકે, કેટલાક લોકો જીવનનો ત્યાગ કરવા માટે અર્થાત્ આપણે જેને જીવનની 'સામાન્ય' ભૂમિકા ગણીએ છીએ તેનાથી જુદી તથા સ્વતંત્ર એવી, કોઇ બીજી ભૂમિકા, પ્રાપ્ત કરવાના હેતુથી સામાન્ય ભૂમિકાનો ત્યાગ કરવા માટે, યોગસાધનાનો આરંભ કરે છે. કેટલાક આનંદપ્રાપ્તિ માટે અથવા તો જ્ઞાનપ્રાપ્તિ માટે પણ યોગસાધના કરે છે. આ હેતુઓથી તદ્દન નીરાળો હેતુ રાખીને પણ યોગાભ્યાસ કરનારા સાધકો હોય છે. એટલે યોગમાં તમે કઈ ખાસ વસ્તુની શોધ કરો છો તે વિષે તમારે ચોક્કસ થવાની જરૂર છે."

ક્ષોભ અને અસ્પષ્ટતાનું વિચિત્ર મિશ્રણ કરતાં મેં તેમને જણાવ્યું: "વ્યક્તિ તથા વિશ્વ વચ્ચે શાંતિભર્યો સંબંધ સ્થાપન કરે, જીવનમાં વિકટ કોયડાઓની ઉકેલ બતાવે, તથા જીવનનો મર્મ સમજાવી તેના દેખીતા વિરોધોને સમન્વિત કરે, તથા આનંદ આપે એવી મનોદશા યોગાભ્યાસથી પ્રાપ્ત થઈ શકે કે નહિ તે મારે જાણવું છે."

"એટલે કે યોગદ્વારા તમે 'જ્ઞાન' તથા 'આનંદ' મેળવવાની આશા રાખો છો: ખરું ને?"

જરા વિચાર કરી મેં કહ્યું: "હા,– એમ કહેવું વ્યાજબી ગણાય ખરું."

"યોગાભ્યાસથી તમે એ બંને વસ્તુ મેળવી શકો એ પણ નક્કી છે."

"યોગદીક્ષા લેવાની મારી અભિલાષા પૂરી પાડી શકશો કે કેમ તે મારે જાણવું છે. નવી સાધના કરવા માટે જરૂરની સરતો પણ જાણવાની મારી ઇચ્છા છે. ઉદાહરણ તરીકે સાધના કરવા માટે માણસે પોતાના સામાન્ય કર્મોનો સદંતર ત્યાગ કરી દેવો જરૂરનો છે ખરો?

"યોગિક–સાધન" નામના પુસ્તક ઉપરથી આપ ઐહિક જીવનનો અણુવિશ્વાસ કરતા નથી એમ જાણીને મને ઘણો સંતોષ થયો છે. એ પુસ્તકમાં "હું માયાવાદી નથી" એવું તમે જણાવેલું છે અર્થાત્ ઇશ્વરને આનંદમય માનો છો તેની સાથે સાથે તેના આવિર્ભાવરૂપ, આ જગત, દુઃખમય છે એવી સ્થિતિને તમે સ્વીકારતા નથી."

"એ પુસ્તક મેં લખ્યું છે એ બીના તદ્દન સાચી નથી." શ્રીઅરવિંદે જણાવ્યું; "એ પુસ્તકમાં આપેલી કેટલીક બાબતો, અલબત્ત સાચી છે. પરંતુ, હાલ હું એમાં દર્શાવેલી વિશિષ્ટ દિશામાં કાર્ય કરતો નથી. એ વળી વિષયાંતર થયો. મૂળ વિષય ઉપર આવતાં, સામાન્ય જીવનમાં જેને તમે કિંમતી ગણો છો, અમૂલ્ય ગણો છો, તે સર્વેનો ત્યાગ કરવાની તમને ફરજ પડે જ એવું કશું જ નથી. પરંતુ, યોગસાધના કરવા માટે અર્થાત્ ચૈતન્યની ઉચ્ચતર ભૂમિકા જોડે અદ્વૈત કરવા માટે, તમારામાં કોઇ પણ પ્રકારની આસક્તિ રહેવી જોઇએ નહિ એ તો જરૂરનું છે. મારો કહેવાનો અર્થ એવો નથી કે પ્રેમ, મૈત્રી, અથવા તો જીવનના કોઇ પણ બીજા અમૂલ્ય લહાવાનો આનંદ જાણવો ન જોઇએ. તમે ભલે એ આનંદ અનુભવો. પરંતુ એમાંની કોઇ પણ વસ્તુ માટે આસક્તિ રાખવાની તમને રજા નથી. ખરું જોતાં, એ

સરત જ ખરેખરી સરત છે; અને એટલી જ સરત છે. એટલે કે જ્યારે તમારા જીવનમાં તમે જેને અમૂલ્ય ગણતા હો એવી કોઈ પણ વસ્તુનો ત્યાગ કરવાનો સાદ તમને થાય, ત્યારે તેને છોડવાને તમારે તૈયાર રહેવું જોઇએ, કારણકે એ પદાર્થ તમારા ઉચ્ચ આધ્યાત્મિક સાક્ષાત્કારના માર્ગમાં અંતરાયરૂપ નીવડે પણ ખરો. એ પણ અંતરાયરૂપ નીવડવો જ જોઇએ એમ હું કહેતો નથી."

"પાર્થિવ પદાર્થોની વ્યાખ્યામાં જેમનો સમાવેશ ન કરી શકાય એવી કોઇ અપાર્થિવ વસ્તુને, દાખલા તરીકે, સંગીતને, હું બહુ ચાહતો હોઉં તો મારે તેનો ત્યાગ કરવો પડે ખરો?"

"તમારે તેનો ત્યાગ કરવો જ જોઇએ એમ હું કહેતો નથી. પરંતુ તમારે મન યોગસાધના તમારા જીવનનું ઉચ્ચમાં ઉચ્ચ ધ્યેય હોય; તમારી જરૂરીઆત થઈ પડી હોય, તો તો, ખચીત, તમારું સંગીત તેની તોલે બહુ વીસાતનું ગણાય નહિ." તેમણે સહાનુભૂતિદર્શક સ્મિત કરીને કહ્યું.

તેમની દલીલની સચોટતા મારા મનમાં સીધેસીધી ઉતરી ગઇ પણ મેં તેમને ધીમેથી કહ્યું: "યોગસાધના કરીને કોઈક ઉચ્ચ વસ્તુનો સાક્ષાત્કાર કરી શકાશે એવી ખાત્રી હોય તો હું સંગીતને છોડવાને નારાજ નથી, એ હું આપને જણાવવા માગું છું, કારણકે જ્યારે કોઈ પણ ઉચ્ચતર વસ્તુ આપણને પ્રત્યક્ષ થવા માંડે છે તથા વાસ્તવિક લાગે છે, ત્યારે તેને ખાતર કોઈ પણ વસ્તુનો ત્યાગ કરવો આપણને મુશ્કેલ લાગતો નથી. એટલે મારો પ્રશ્ન એ છે કે જ્યાં સુધી એવી કોઇ ઉચ્ચતર અપાર્થિવ વસ્તુ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પોતાના હાથમાં હોય તે પ્રત્યક્ષ અને ધ્રુવ, વસ્તુનો ભોગ આપવો શા માટે ફરજિયાત હોવો જોઇએ.?"

શ્રીઅરવિંદે કહ્યું : "સંગીત અથવા તો સૌંદર્યને – રસિકતા કે બીજી કોઇ પણ ક્રિયા – તમારે છોડવી ફરજિયાત નથી એમ મેં તમને કહ્યું છે. પરંતુ તમને તે છોડવાનો સાદ થતાં તેમ કરવાની તમારી તૈયારી હોવી જોઇએ અને એ તૈયારી ફરજિયાત છે. દાખલા તરીકે ચૈતન્યની ઉચ્ચતર ભૂમિકાઓને પ્રાપ્ત કરવા જતાં – તેમને પ્રાપ્ત કરવી એ યોગસાધનાનો હેતુ છે – સામાન્ય જીવનના કોઇ પણ પદાર્થ ઉપર આસક્તિ રાખવામાં આવે તો તે અંતે બંધનરૂપ નીવડે છે. તે બંધન તમને નીચેની ભૂમિકા જોડે બાંધી રાખે છે અને તમારા ઉચ્ચ સાક્ષાત્કારના માર્ગમાં વિઘ્નરૂપ થઇ રહે છે સૌંદર્ય – રસિકતા – ની ભૂમિકા જો કે જીવનની સામાન્ય ભૂમિકા કરતાં ઉચ્ચ છે, તો પણ તેવું જ સમજવું; કારણકે એ ભૂમિકામાં પ્રાપ્ત થતો સૂક્ષ્મ, સૌંદર્યમૂલક, આનંદ તમને ઉચ્ચ, આધ્યાત્મિક આનંદ પ્રાપ્ત કરતાં અટકાવે એ તદ્દન સંભવિત છે."

"જુદી જુદી યોગ-પ્રણાલિઓ" તેમણે આગળ ચલાવ્યું; "એટલે જુદી જુદી પ્રકૃતિ અને અધિકાર પરત્વે સાધના કરવાના પ્રકારો માત્ર છે. અને તમને અમુક પદ્ધતિ સ્વીકારવાનું કહેતાં પહેલાં મારે તમારો અધિકાર જાણવો જોઇએ. એ અધિકાર તમને માત્ર એક જ વાર મળીને હું જાણી શકું નહિ."

મેં કહ્યું : "તમને મળવા માટે જે માણસ આવે છે તેનો અધિકાર તમે જાણી શકો છો, એમ મારા સાંભળવામાં આવ્યું છે. અને આપને મળવા આવવાનો એક હેતુ એ પણ હતો કે મને મારા અધિકારની ખબર પડે. આપ વ્યક્તિનો અધિકાર કહી શકો છો એવી મને ખબર પડે."

"અલબત્ત, કૈંક અંશે તે કહી શકાય ખરું –" તેમણે કહ્યું; "તોપણ સોએ સો ટકા ખાત્રી આપવી સંભવિત નથી. વળી હું જે યોગમાર્ગનું અનુશીલન કરું છું તે ગંભીર જોખમોથી ભરેલો હોઈ, બીજાઓને હું તે જોખમો ખેડવાને યોગ્ય ધારતો નથી, સિવાય કે જેઓ પોતે પોતાને વિષે ખાત્રી ધરાવતા હોય તથા જેમણે આ યોગમાર્ગનું અનુશીલન કરવાનો સાદ પોતાના અંતરમાં સાંભળ્યો હોય. એવો અંતરસાદ થવા માટે તો માણસે તે સંભળાય ત્યાં સુધી વાટ જોયા સિવાય બીજું કશું કરવાનું હોતું નથી"

"એવો અંતરનો સાદ કેવળ વાટ જોવાથી જાણી શકાય છે એવું આપનું માનવું છે?" મેં આ મૂર્ખાઈભર્યો પ્રશ્ન વગર વિચારે પૂછી દીધો.

"ફક્ત વાટ જોવાથી નહિ જ. માણસનું મન પ્રથમથી નિશ્ચિત દિશામાં જડેલું હોય છે ત્યારે તે સાદ સંભળાય છે; અને એનો વિકાસ થતાં સ્ફટિકરૂપે સ્પષ્ટ આકાર બંધાતાં સમય લાગે છે એટલું જ. એટલે કે યોગસાધના તમને એક જરૂરીઆતરૂપે લાગવી જોઈએ. અને જરૂરીઆતની એ લાગણી, જીવનની દેખીતી ગહનતા અને રહસ્યની કોઈ પ્રકારની સમજૂતી યાને ઉકેલ પ્રાપ્ત કરવા માટેની કેવળ જિજ્ઞાસા કરતાં તદ્દન જુદી જ વસ્તુ છે."

મેં આગ્રહપૂર્વક જણાવ્યું: "હિંદુસ્તાનમાં તથા યુરોપમાં માનવજાતિનાં દુ:ખનાં જે દશ્યો મેં જોયાં છે તેથી વારેવારે મને ખરેખર અત્યંત દુ:ખ થએલું છે. એવાં દશ્યો ગમે ત્યાં હોય તો પણ માણસને દુ:ખથી ઉન્મત કરી મૂકયા વિના રહે જ નહિ. વળી ઘણી વાર મને એવો પણ પ્રશ્ન થાય છે કે માનવજાતિનો

મોટો ભાગ જ્યારે દુઃખ અને નિરાશામાં સબડી રહ્યો છે, ત્યારે સંગીતમાંથી આનંદ લેવો એ શું સ્વાર્થ-સાધના નથી?"

"અને તમે શું એમ માનો છો કે યોગમાં જે આધ્યાત્મિક આનંદ મળશે તે સંગીતમાં મળતા આનંદના કરતાં ઓછો સ્વાર્થપરાયણ હશે?" તેમણે એક સુંદર સ્મિત કરીને ઉમેર્યું.

આ પ્રશ્નની સચોટ અસર થઇ, અને એમનો એ પ્રશ્ન કેટલો સ્થાને હતો તે જોતાં મારા મનમાં તેને માટે માન ઉત્પન્ન થયું. મેં તેમને કહ્યું પરંતુ, સમય જતાં મને જણાયું કે "કોઈ પણ પ્રકારનો ખરેખરો આનંદ ભોગવવો એ અહંતાપ્રધાન કાર્ય નથી. ઘણી વાર મને એમ લાગે છે કે એવો આનંદ મોડો-વહેલો પણ, બીજાઓને લાભ આપ્યા વિના રહેતો નથી. કોણ જાણે કેમ પણ, ખરેખરો આનંદ એકલવાયો અને અતડો નથી એવી માન્યતા મારામાં ઘર કરી બેઠેલી જણાય છે."

"તમે આગળ જે જણાવ્યું તેમાં સત્યનો અંશ માત્ર રહેલો છે." શ્રીઅરવિંદે જણાવ્યું, "જ્યારે મેં યોગસાધનાની શરૂઆત કરી ત્યારે મેં પણ આખી માનવજાતિનો સ્વભાવ બદલી નાખવાનો, દુનીઆના વર્તમાન દૃશ્યનું સમૂલું રૂપાંતર કરી નાખવાનો – પાપ, દુઃખ વગેરેને જડમૂળથી ઉખેડી નાખવાનો, ઉદ્દેશ મારી સમક્ષ રાખ્યો હતો."

(એમનાં એકેએક વાક્ય જોડે મારી સંમતિ દર્શાવતાં હું મારું ડોકું ધુણાવતો હતો, પરંતુ આગળ સાંભળતાં મારી સંમતિ જરા વધારે વહેલી આપી હતી એમ મને જણાયું.)

"પરંતુ," તેમણે આગળ ચલાવ્યું, "આગળ જતાં મારો એ ભ્રમ દૂર થયો અને મને જણાયું કે–એ કાર્ય મેં શક્ય

ધાર્યું હતું તેનું કારણ તે સમયનું મારું કેવળ અજ્ઞાન જ હતું! આ બાબતમાં તમે એટલું કરી શકો ખરા કે અમુક સત્યનો સાક્ષાત્કાર કર્યા પછી જેઓ તેનો સ્વીકાર કરવાને લાયક હોય તેઓને તમે કંઈક અંશે તે આપી શકો. તેમાં પણ સાક્ષાત્કાર પોતાને થાય છતાં પણ તે બીજા કોઈને આપવો કૈં હમેશાં સહેલું હોતું નથી. પોતે આધ્યાત્મિક શક્તિને ઝીલી શકે તથા સાથેસાથે બીજાઓને પણ તે આપી શકે, તેટલા માટે વ્યક્તિમાં વિશિષ્ટ યોગ્યતા તથા શક્તિની જરૂર પડે છે. કેટલાક માણસો પોતે આધ્યાત્મિક શક્તિનો પોતાનામાં સ્વીકાર કરી શકે છે, પરંતુ બીજાઓને તે આપી શકતા નથી. બંને શક્તિઓ જેમનામાં હોય એવા તો બહુ જ થોડા માણસો નીકળવાના. વળી, તેમાં પણ, દરેક માણસ આધ્યાત્મિક શક્તિનો સ્વીકાર કરવાને લાયક હોતો નથી. એટલે માનવજાતિનો પ્રશ્ન તમે ધારો છો, તેટલો સહેલાઈથી ઉકલે તેમ નથી. તમે શું કરી શકો? દરેકે દરેક માણસને આનંદ, જ્ઞાન વગેરે જોઈતાં નથી! મને ત્યાર પછી જણાયું છે કે માણસો વિકાસની જુદીજુદી ભૂમિકાઓમાં હોય છે, અને ભૂમિકાઓ વચ્ચે એટલો મોટો ભેદ હોય છે કે આખી દુનીઆનાં દુઃખોને દૂર કરવાનું સર્વસામાન્ય, રામબાણ ઔષધ આપવું એ કેવળ અશક્ય છે; ઇતિહાસના પ્રવાહમાં એ સત્ય વારેવારે ખરું પડેલું જણાય છે. જ્યાં સુધી માણસ અજ્ઞાન છે, જ્યાં સુધી તેનામાં આસક્તિ છે, ત્યાં સુધી તે દુઃખી રહેવાનો. અજ્ઞાન અને આસક્તિનું પરિણામ દુઃખ સિવાય બીજું શું હોય? આ જગતનો એ નિયમ છે, તેમાં તમે શું કરી શકો?"

"પરંતુ હું હમણાં જે કાર્યમાં ગૂંથાએલો છું" શ્રીઅરવિંદે પોતે જ ચાલુ રાખ્યું; "તે નીચે પ્રમાણે છે: મારે આ વિશ્વમાં

એક એવી શક્તિનું આહ્‌વાન કરવું છે કે જે આ સ્થૂલ જગતમાં એક નવી શક્તિ તરીકે ભવિષ્યમાં કામ કરતી રહેશે. તે શક્તિ આપણા સમગ્ર આધારમાં, આપણા એકેએક કરણમાં—અર્થાત્ મન, પ્રાણ અને શરીરની ભૂમિકાઓમાં–તથા નિત્યજીવનમાં ભગવાનના સીધેસીધા આવિર્ભાવરૂપ થશે. આપણા અસ્તિત્વની ત્રણ વિશાળ ભૂમિકાઓ આવી રહેલી છે; તે ભૂમિકાઓ પ્રત્યે આપણે ખુલ્લા થવાનું છે તથા તેમનાદ્વારા આપણે આપણો વિકાસ કરવાનો હોય છે. તે ભૂમિકાઓ એટલે ૧. મનોમય, ૨. પ્રાણમય અને ૩. સ્થૂલ શરીરની ભૂમિકા. હવે હું કરવા માગું છું તે એ છે કે અસ્તિત્વની એ ભૂમિકાઓને એ ઉચ્ચતર યાને દિવ્ય આવિર્ભાવની અસર નીચે લાવવા માગું છું. એ પ્રમાણે થતાં માનવનું ચૈતન્ય મનોમય ભૂમિકાથી પર આવી રહેલી વિજ્ઞાનની ભૂમિકાને પ્રાપ્ત થઈ શકશે અને ત્યાં સ્થિત થઇને મન, પ્રાણ તથા શરીરનાં કાર્યોનું રૂપાંતર કરીને તેમને વધારે ઉચ્ચ તથા દિવ્ય બનાવી શકશે. એ કાર્ય સ્થાયી અને ભરોસાદાર પદ્ધતિસર ચાલુ રહેશે. મારો ભાવાર્થ સમજવામાં અહીં રખે તમે ભૂલ કરતા! હું એમ નથી કહેતો કે એ શક્તિ આખી માનવજાતિનું એકદમ રૂપાંતર કરી નાખશે. મેં તમને આગળ જણાવ્યું છે કે એવી અભિલાષા, જો કે ઉન્નત છે, ઉદાત્ત છે, તો પણ તેનો સાક્ષાત્કાર થવો અશક્ય છે એ મને ક્રમેક્રમે માલૂમ પડયું છે. એવી અભિલાષા વિશ્વનિયમની વિરુદ્ધ છે અને એ નિયમ સ્વીકાર્યે જ આપણો છૂટકો છે. એટલે હું જ્યારે આ મહાન દિવ્ય શક્તિ વિષે તમને કહું છું ત્યારે હું તેને આ વિશ્વમાં હમેશને માટે લાવવા માગું છું એવો મારો ભાવાર્થ છે. એ પ્રમાણે થતાં તે ધીમે ધીમે માનવતા ઉપર કાર્ય કરશે તથા અત્યાર સુધી

અજ્ઞાત શક્તિ તરીકે માનવને તે ઘડશે. થોડાક માણસો ઉપર તેનું કાર્ય થતાં આખી માનવજાતિમાં કેવી શકયતા રહેલી છે તેનું સૂચન માનવજાતિને થશે તથા માનવની પ્રકૃતિનું રૂપાંતર થતાં તે કેવી થશે તેનો ખ્યાલ પણ આવી શકશે. મારું કહેવાનું તમે સમજ્યા કે?"

"હા જી, હું આપનું કહેવું સમજ્યો છું," મેં તેમને જણાવ્યું; "પરંતુ, એ શક્તિ ઘણાં માણસોને લાભ આપી શકશે કે છૂટાછવાયા થોડા માણસોને જ તે ઉપકારક નીવડશે તે મારે જાણવું છે."

"બેશક, ઘણાંને." તેમણે ખાત્રી આપતાં કહ્યું; "જો મારું કાર્ય મારા જેવા એક કે બે માણસો માટે જ હોય તો માનવજાતિને માટે મારું કાર્ય ઘણું જ ઓછું ઉપયોગી ગણાય. એક બે વ્યક્તિના ઉપર એ કાર્ય થવું ઘણું સહેલ છે. મારો હેતુ કંઈ જીવનનો ત્યાગ કરવાનો નથી, પરંતુ દિવ્ય આવિર્ભાવ સાથે આપણા જીવનનો મેળ મેળવવાનો છે. ફક્ત, તે કાર્ય કરવા માટે માણસે કમર કસીને મંડ્યા જ રહેવું જોઈએ. અને એ માર્ગમાં મહાન અંતરાયો આવી રહ્યા છે, તે છતાં ડગવું જોઇએ નહિ. એ માર્ગમાં જતાં જે જે વસ્તુ ત્યાગ કરવાનો આદેશ થાય ત્યારે તેનો ત્યાગ કરવાને સાધકે તૈયાર રહેવું જોઇએ. મારી આ સાધનાની અંતિમ સિદ્ધિ મેળવવી ઘણી મુશ્કેલ છે તથા હું તેમાં ફતેહમંદ થઇશ કે કેમ તે કહી શકતો નથી – શરીર તથા તેની અપૂર્ણતાઓમાં ક્ષુધા, તૃષા તથા વ્યાધિઓનો પણ સમાવેશ થાય છે."

"તમે એ કાર્ય સાધ્ય માનો છો?" મેં પૂછ્યું.

"એક વ્યક્તિના પુરતું તો હું જાણું છું કે તે શક્ય છે ! મેં મારી જાતે એ દિવ્યશક્તિના પ્રચંડ પ્રવાહને વ્યાધિ ઉત્પન્ન કરનાર તથા આત્માને શરીરની ગુલામીમાં રાખનાર અવિદ્યાનાં બળનાં ટોળાં સામે વેગપૂર્વક યુદ્ધ કરવા માટે ધસતો જોયો છે !" – અહીં, તેમણે પોતાનો જમણો હાથ નિશ્ચયપૂર્વક હવામાં ઊંચો કર્યો. "એક વ્યક્તિ જો સંપૂર્ણપણે બાહ્ય અસરોથી પોતાની જાતને મુક્ત કરી શકે અર્થાત્ પોતે તદ્દન વિખૂટી પડી શકે તો વ્યાધિમાંથી તુરત તે મુક્ત થઈ શકે. પરંતુ જ્યારે માણસ બહાર આવે છે તથા જીવનમાં ભાગ લે છે ત્યારે એ કાર્ય અનંતગણું મુશ્કેલ થઇ પડે છે, કારણકે વ્યાધિની વિશ્વસૂચના તેના ઉપર અસર કરે છે."

"ધારો કે તમારા આ પ્રયત્નમાં તમે ફતેહમંદ થાઓ તો શું તમે એમ કહેવા માગો છો કે ઘણા માણસો વ્યાધિમાંથી મુક્ત થઈ શકશે ?"

"જરૂર, હું જે માર્ગનું અનુશીલન કરું છું તે માર્ગે આવવાની જે થોડાંઘણાંની હિંમત તથા ઇચ્છા હશે તેમને શારીરિક દુઃખોથી પર થવાનો ઉપાય જડશે."

"પરંતુ, આ પ્રયત્ન કરવો તમને ખરેખરો જરૂરી લાગે છે ?" મેં તેમને પૂછ્યું; "આપણા દેશમાં બુદ્ધ ભગવાન વગેરે જે મહાપુરુષો થઇ ગયા તેઓ તો વ્યાધિથી પીડાતા તેના પ્રત્યે ભાગ્યે જ ધ્યાન આપતા હતા. ખરું કે નહિ ?"

"ખરું છે." શ્રીઅરવિંદે જણાવ્યું; "પરંતુ બુદ્ધનો ઉદ્દેશ મારા કરતાં જુદો હતો, એ તમારે ભૂલવું જોઇએ નહિ. બુદ્ધ ભગવાનને તો જગતનો પૂરેપૂરો અણવિશ્વાસ હતો એટલે ક્રમેક્રમે ઉચ્ચતર સાક્ષાત્કારો પ્રાપ્ત કરતાં કરતાં અંતે નિર્વાણમાં લય પામવું એ

તેમનો ઉદ્દેશ હતો, જ્યારે હું તો જગતને માનનારો હોઇ સંપૂર્ણ એકલવાયા થવાનો મારો ઉદ્દેશ નથી. અહીં રહ્યે પણ હું જગતથી તદ્દન વિરક્ત થયો નથી. અહીં રહ્યાં પણ મારે અનેક અવિદ્યાની શક્તિઓ સાથે પ્રસંગ પાડવો પડે છે."

થોડી વાર મૌન ધારણ કરી તેમણે કહ્યું: "તમારામાં માનસિક જિજ્ઞાસા છે તે હું જોઇ શકું છું. પરંતુ કેવળ માનસિક જિજ્ઞાસા કરતાં કૈંક વધારે પરિપકવ વૃત્તિ યોગસાધના પ્રત્યે પ્રાપ્ત થાય ત્યાં સુધી હું તમને વાટ જોવાની સલાહ આપું છું."

"હું તમને ફરીથી મળી શકું ખરો?" મેં તેમને પૂછ્યું.

"હા." તેમણે જવાબ આપ્યો.

ઊઠતી વખતે મેં તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. જ્યારે હું તેમને મળવાને ઉપર ગયો ત્યારે મેં તે પ્રમાણે પ્રણામ કર્યા ન હતા. મેં એ પ્રમાણે કર્યું તેનું કારણ એ હતું કે હું એક પ્રકારની ભાવ-પરવશતા અનુભવતો હતો. ધ્યાનપૂર્વક હું તેમનાં વાક્યોનું શ્રવણ કરતો બેઠો હતો તથા એકેએક શબ્દને ઝીલવાને આતુરતાપૂર્વક યત્ન કરતો હતો. તે વખતે પણ મારા મનમાં થતું હતું કે હું જે વ્યક્તિ સાથે વાત કરી રહ્યો હતો તેના જેવી બીજી વ્યક્તિ મેં આખી દુનિયામાં જોઇ ન હતી. પોતાના એકેએક શબ્દ, અભિ-નય તથા સ્મિતવડે માણસના મન ઉપર આવી પ્રચંડ અસર ઉત્પન્ન કરી શકે એવી બીજી કોઈ વ્યક્તિ મને ભવિષ્યમાં મળશે કે કેમ તેની પણ મને શંકા છે. રોમાં રોલાં તથા રસેલ જેવી મહાન વ્યકિતાઓ જોડે, સામે મોંઢે વાર્તાલાપ કરતાં એવા પ્રકારની અલ્પતા મેં કદી અનુભવી ન હતી તેવી મારી અલ્પતાનું ખરેખરું ભાનં હું શ્રીઅરવિંદ પાસે અનુભવી રહ્યો હતો. એમની સાથે વાત

કરતાં રોમેરોમ સહૃદયતા અને સચ્ચાઇથી ભરેલા એક માણસ જોડે હું વાત કરતો હતો એમ મને લાગ્યા વિના ન રહ્યું. આશ્ચર્યની વાત છે કે તેમનો જે સંદેશ હું મેળવી શક્યો તે કેટલાક માણસોના સ્થૂલ શરીરને વ્યાધિની પીડામાંથી આધ્યાત્મિક શક્તિના પ્રભાવવડે મુક્ત કરવાનો ગાંધર્વ નગર જેવો લાગતો સંદેશ ન હતો. મને તો તેમનો સંદેશ એ જણાયો કે તેઓ આ જગતમાં કોઇક નવીન આધ્યાત્મિક શક્તિના આદિ દ્રષ્ટા છે. એ શક્તિ આ જગતના ઉપર ઘણી ઊંડી અસર કરવાની છે; અને એ દિશામાં કાર્ય કરતાં તેઓ એક નવીન જાતિના આદિપ્રણેતા થવાના છે. માનવજાતિ ક્રમેક્રમે એ જાતિમાં રૂપાંતર પામશે. અત્યાર સુધી માનવજાતિની માત્ર છૂટીછવાઇ વ્યક્તિઓ જે શક્યતાઓ પોતાનામાં સિદ્ધ કરી શકતી તે એ નવીન જાતિ પોતાનામાં સિદ્ધ કરી સમગ્ર માનવજાતિમાં રહેલી દિવ્ય શકયતા દર્શાવી આપશે. તેમણે પોતે જ વાત કરતાં મને કહ્યું હતું કે "ક્રમવિકાસ યાને ઇવોલ્યુશન એટલે માનવજાતિનું અથવા તો ખરું જોતાં તેના ચુનંદા માણસોનું ઉચ્ચતર ભૂમિકાને સ્થાયીપણે પ્રાપ્ત કરવું."

શ્રીઅરવિંદ શારીરિક દુ:ખો તથા નિયમોની ગુલામીમાંથી દિવ્યશક્તિના કાર્યવડે મુક્ત થવાનો જે વિચાર ધરાવે છે તે જો કે ઉપરથી જોતાં શેખચલ્લીના જેવો દેખાય છે તો પણ મને લાગે છે કે, તે કેવળ અસંભવિત નથી. ગમે તેમ થાય તો પણ એ પ્રયત્ન પણ એક અસાધારણ પ્રયત્ન થવાનો. અત્યાર સુધી માનવે સામાજિક પુનર્ઘટના કરવા માટે જે દૂરગામી પ્રયત્નો આદર્યા છે, તેમનો સરવાળો માત્ર એ આવ્યો છે કે તેણે આંતરજીવનમાં સુધારો કરવા માટે બાહ્યસંજોગો – તથા સંસ્થાઓ – નો સુધારો

કરવાનો યત્ન કર્યો છે. પરંતુ સદીઓના એ પ્રયોગને અંતે આપણે જોઈ શકીએ છીએ કે હજી સુધી કાંઇ બાહ્યસંજોગોના સુધારાઓથી માનવનો આંતર સ્વભાવ બદલાયો નથી. કાયદાના નિયમોના તથા સજાના ધાકના બંધનમાં માનવને જકડી રાખ્યો છે ત્યારે તો સામાજિક જીવન શકય થયું છે! પરંતુ તેની પ્રકૃતિ હજી સુધી બદલાઇ નથી, એટલે જ્યારે જ્યારે સામાજિક કે રાજકીય જીવનમાં લેશમાત્ર ડામાડોળ સ્થિતિ પ્રાપ્ત થાય છે કે તુરત જ માનવતામાં દબાઇ રહેલું પશુત્વ હમેશાં બહાર પડે છે. એટલે હવે કેવળ સામી દિશામાં પ્રયત્ન શરૂ કરવો એ તદ્દન શેખચલ્લી જેવું ન જ ગણી શકાય. એ પ્રયત્ન એટલે કે માનવની આંતર પ્રકૃતિમાં પ્રથમ સુધારો કરવો તે. પરંતુ, ક્ષુધા, તૃષા વગેરે સ્થૂલ શરીરની જરૂરિયાતો એ કાર્યમાં હમેશાં વિઘ્ન નાખે છે. એટલે વિશ્વના મહાન પુરુષો તથા સાધુસંતોના જીવનમાં આપણને જે આધ્યાત્મિક શક્તિનો સચોટ આવિર્ભાવ થતો દેખાય છે તેની સહાયવડે એ સ્થૂલ શરીરની અપૂર્ણતાઓને જીતવાનું કાર્ય કરવા જેવું છે. અત્યાર સુધી મૂઠીભર યોગીઓ સિવાય એ કાર્ય, નીદાન, કોઇએ કરવાને પ્રયત્ન કર્યો નથી. તો પછી શા માટે અજમાવી ન જોવું? એ કાર્ય અત્યારે અશકય છે તેથી કંઈ એ પ્રયત્નની મહત્તા ઓછી થતી નથી. વળી શ્રીઅરવિંદને માટે બીજું ગમે તે કહી શકાય, પરંતુ તેઓ પોતાનો આદર્શ સિદ્ધ કરવા માટે તનતોડ પ્રયત્ન સંપૂર્ણ હૃદયથી કરતા નથી એમ તો ભાગ્યે જ કહી શકાશે. છેલ્લાં પંદર વર્ષથી તેઓ એક વાર પણ ઘરની બહાર સુદ્ધાં ગયા નથી એમ મેં સાંભળ્યું છે. તેઓ ઘણા જ થોડા માણસોને અને તે પણ ઘણા થોડા સમય માટે મળે છે. આજકાલ તેમણે મહાન સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે એમ પણ

કહેવાય છે, તેમની સાધના પણ લગભગ સંપૂર્ણ થવા આવી છે એમ માનવામાં આવે છે. મને પણ એમ લાગ્યું કે એ બધી વાતો કેવળ બીનપાયાદાર તો નહિ હોય કારણકે આ મહાન પુરુષમાં વિચાર, કર્મ તથા લેખન કરવાની અસાધારણ પ્રતિભા હોવા છતાં તે એક સંન્યાસીની માફક રહે છે. એવા માણસને કોઇ ઉચ્ચતર સત્યનો સાક્ષાત્કાર થયો ન હોય તો તે પોતાની અસાધારણ શક્તિઓનું સાર્થક કર્યા વિના રહે એ માનવું અસંભવિત લાગે છે. વળી, એમ ન હોય તો સ્વભાવથી જ સામુદાયિક વૃત્તિવાળો કોઇ પણ ડાહ્યો માણસ આ પ્રમાણે બંધબારણે તથા જગતથી આ પ્રમાણે અળગો રહી શકે નહિ. આ બધા ઉપરથી મને એમ લાગ્યું કે સંસ્કૃતિઓની વર્તમાન વિષમ પરિસ્થિતિમાં શ્રીઅરવિંદ પાસે કોઇ મહાન પરિણામ તથા ઉપયોગિતાવાળા કાર્યની આશા રાખવી એ કૈં વધારે પડતું ગણાય નહિ.

ગમે તેવી સાચી પરંતુ કેવળ માનસિક જિજ્ઞાસાની વૃત્તિથી કોઇ પણ માણસ શ્રીઅરવિંદને મળવા આવે છે તેને તેઓ મળતા નથી, એમ મેં કેટલાક લોકો પાસેથી સાંભળ્યું હતું. પરંતુ, એ વાત સાચી નથી એમ જાણીને મને ઘણો આનંદ થયો. મેં તેમની ૪૫ મિનિટ લીધી હતી અને તેમણે વગર આનાકાની કર્યે પોતાનો અમૂલ્ય સમય આપ્યો હતો. મારી જોડે વાત કરતાં બધો સમય તેમની અપૂર્વ મુખમુદ્રા ઉપરથી ખરેખરી સહાનુભૂતિ તથા માયાળુપણું ઝરતાં હતાં, અને મારા કેટલાક તદ્દન સીધેસીધા પ્રશ્નોના ઉત્તર આપતાં તેઓ પોતાનામાં ગહન પ્રકારની ઉત્તમતા આરોપણ કરી ઉત્તર આપતા નહિ. તેમનામાં જણાઇ આવતા આત્મસંયમમાં આશ્ચર્યજનક ઉદાત્તતા હતી અને તેમની વાણીને

એ સંયમ પ્રેરતો હતો છતાં જોઇએ તે કરતાં વધારે બહાર પડતો ન હતો.

અમારી મુલાકાત દરમિયાન તેમણે એક વાત કહી હતી તેને મૂકવાનું સ્થાન ભૂલી ગએલો હોવાથી અહીં તેની નોંધ કરું છું. તેમણે કહ્યું હતું કે "આપણી માનસિક શક્તિઓ સામાન્ય જીવનની જરૂરીઆતો માટે જો કે કેવળ જરૂરી અને અગત્યની છે તો આધ્યાત્મિક જીવનમાં આપણે જેમ જેમ પ્રગતિ કરીએ છીએ તેમ તેમ આપણને માલૂમ પડે છે કે તે શક્તિઓ આપણે માટે પુરતી નથી એટલું જ નહિ પરંતુ વિકાસની કેટલીક ભૂમિકામાં તો, તેઓ અંતરાયરુપ થઈ પડે છે. મારા કહેવાનો ભાવાર્થ એ છે કે ચૈતન્યની ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત કરવા માટે આપણે મનથી પર—બુદ્ધિથી પર—રહેલી આપણી શક્તિઓને કેળવવી પડે છે."

એમની જોડેની વાતચીત ઉપરથી મારા મનના ઉપર જે સ્થાયી સંસ્કાર રહ્યો તે એ હતો કે શ્રીઅરવિંદ પોતાના વ્યક્તિગત મોક્ષના ઉદ્દેશથી સાધના કરતા નથી, પરંતુ વર્તમાન યુગને અનુકૂળ થઇ પડે એવું યોગમાર્ગનું એકીકરણ કરી બીજાં ઘણાં માણસોને તેનો લાભ આપવાને પ્રયત્ન કરે છે. વળી તેઓ જે યોગનું અનુશીલન કરે છે તે હવામાં બાચકા ભરવા જેવો મિથ્યા અર્થાત્ મૃગજળ જેવો અસત્ય પણ નથી.



ઈ. સ. ૧૯૨૪ 'ગુજરાત'માં પ્રસિદ્ધ થયેલો.

# શ્રીઅરવિંદને આશ્રમે

[લગભગ ત્રણ વર્ષ પૂર્વે 'ગુજરાત'ના વાચકવૃંદ સમક્ષ શ્રી. દીલીપકુમાર રોયે શ્રીઅરવિંદની મુલાકાત લઇ કરેલો વાર્તાલાપ લેખરુપે લખેલો તે મેં મૂકયો હતો, ત્યાર પછી લગભગ ચાર વર્ષને અંતરે એક વાર ફરીને યુરોપની યાત્રા કરી આવીને, શ્રીયુત દીલીપકુમાર તા. ૧૫મી ઑગસ્ટ ઉપર ૧૯૨૮માં આવ્યા. પરંતુ આ વખતે શ્રીઅરવિંદ કોઇ પણ વ્યક્તિને મુલાકાત નહિ આપતા હોવાથી કશી વાતચીત થઇ શકી નહિ. કેવળ દર્શન કરવા માટે શ્રી. દીલીપકુમાર ગયા હતા. તે વખતે તેમના માનસ ઉપર પડેલી છાપ તેમણે શબ્દમાં મૂકવાનો પ્રયત્ન કર્યો છે તે અહીં રજૂ કરું છું.

ત્યાર પછી થોડા સમયથી તો શ્રી. દીલીપકુમાર પોતે શ્રીઅરવિંદઆશ્રમમાં સાધક તરીકે કાયમના જોડાયા પણ છે એ હકીકત ગુજરાતી જનતાની જાણ માટે પ્રકટ કરું છું. વળી તેમણે ઘણા સમયથી પ્રકટ કરવાને વચન આપેલું તે પુસ્તક 'તીર્થંકર' બંગાળીમાં છપાઇ ગયું છે.]

**આ** વખતે હું ચાર વર્ષના ગાળા પછી પોન્ડીચેરી બીજી વાર આવ્યો; પ્રસંગ હતો શ્રીઅરવિંદનો ૫૬મો જન્મ-દિવસ, ૧૫મી ઑગસ્ટ, ૧૯૨૮. અહીં આવીને મેં સાંભળ્યું કે તા. ૨૪મી નવેમ્બર ૧૯૨૬ પછી શ્રીઅરવિંદે કોઇની પણ મુલાકાત લેવાનું બંધ કર્યું છે;— વર્ષમાં ફક્ત ત્રણ દિવસો બાદ કરીને. એક તો, તા. ૧૫ ઑગસ્ટ – તેમનો જન્મદિવસ, બીજો ૨૪મી

નવેમ્બર અને ત્રીજો ૨૧મી ફેબ્રુઆરી. ૧૫મી ઑગસ્ટ તેમનો જન્મ-દિવસ હોવાથી જેઓ સાધનાવડે શક્તિના સંચયમાં માનતા હોય તથા આધ્યાત્મિક સાક્ષાત્કારોની વાસ્તવિકતામાં જેમને શ્રદ્ધા હોય તેમને માટે એ વિષય વિશેષ મહત્ત્વનો લાગે એ સ્વાભાવિક છે.

પરંતુ, આ લેખમાં હું શ્રીઅરવિંદની યોગસાધના વિષે, તેની વર્તમાન ભૂમિકા વિષે કે તેઓ હાલ શી પ્રવૃત્તિ કરી રહ્યા છે તે વિષે ઉલ્લેખ નહિ કરું. એનો અર્થ એમ નથી કે આ છેલ્લા જે ૧૧ દિવસ હું અહીં રહ્યો છું તેટલામાં મને એ વિષે જરા પણ માહિતી નથી મળી યાને જરા પણ જ્ઞાન નથી થયું! હું એ વિષયોનો ઉલ્લેખ કરવો યોગ્ય ધારતો નથી તેનું મુખ્ય કારણ એ છે કે એવા ગહન વિષયમાં એટલું જલદી કાંઈ લખાઈ જાય તો શ્રીઅરવિંદના કાર્યમાં કેટલીક બાધા થવાનો સંભવ છે.

પરંતુ, આશ્રમમાં રહીને, આશ્રમવાસીઓ જોડે મળી કરીને તથા આશ્રમનું બાહ્ય સ્વરૂપ જોઇને મારા મનના ઉપર જે સંસ્કાર પડ્યા છે તેનો હું અહીં ઉલ્લેખ કરીશ. આમ છતાંએ, શ્રીઅરવિંદના પ્રભાવશાળી વ્યક્તિતત્ત્વ વિષે અને તેમની જ્યોતિર્મય મૂર્તિ વિષે ઉલ્લેખ કરવાનો લોભ છોડી દેવો એ પણ મુશ્કેલ છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોરે સને ૧૯૨૮ના માર્ચના ‘પ્રવાસી’, અને ‘મોડર્ન – રીવ્યુમાં’ શ્રીઅરવિંદની તેમણે લીધેલી મુલાકાત વિષે લેખ લખ્યો છે. છતાં મને લાગે છે કે એ વિષે હજી પણ કાંઈક વધારે લખી શકાય તેમ છે.

જ્યારે હું બર્લીનમાં હતો ત્યારે એક તરુણીએ મને કહેલું કે “શ્રીઅરવિંદની મુલાકાત થઈ ત્યારે મને ઘણુંજ સારૂં લાગેલું,– તેઓ પોતાની ઈચ્છા પ્રમાણે શાંતિનું વાતાવરણ પોતાની આસ-

પાસ જમાવી દેતા તેથી." આજે પણ મને તેનું કથન યાદ આવે છે. છતાં હું કેટલાક સંસ્કારો રજૂ કરવા પ્રયત્ન કરું છું.

ઝંઝાવાત પોતાની શીઘ્ર ગતિમાંથી એકદમ અટકી જાય ત્યારે કેવી લાગણી થાય છે? જાણે રુદ્ધ થએલો શ્વાસ! ઘણા લોકોએ વાતાવરણની એ સ્થિતિ અનુભવી પણ હશે. અસહકારના આંદોલનના પ્રારંભમાં મહાત્માજીનો પ્રભાવ કાંઇક એવો જ લાગતો. પરંતુ હવે એક બીજી કલ્પના કરો. પ્રકૃતિ નિઃસ્તબ્ધ, નીરવ–શાંત થઇ ગઇ છે. પરંતુ એ આખીએ નિઃસ્તબ્ધતા, નીરવતા અને શાંતિમાં પણ કોઇ વિશ્વસંચાલક ઝંઝાવાતની પૂર્વસૂચના તે પોતાના પ્રત્યેક અણુએ અણુવડે આપી રહી હોય તે વખતની અવરુદ્ધ દશા કોઇ જુદા જ પ્રકારની હોય છે. કોઈ પ્રચંડ, ગતિમાન શક્તિ-સ્રોત સંહત થતો–એકત્રિત થતો–જ રહે તો? તો તેની સંચિત શક્તિની કલ્પના (એ અવરુદ્ધ સમૂહને માત્ર જોઇને) કોણ કરી શકે? અહીં પણ કાંઇક આવા જ પ્રકારની વાત હતી. શ્રીઅરવિંદની જ્યોતિર્મય મૂર્તિ,–તેમની દૃષ્ટિ–તેમનું હસ્ત પ્રસારીને આશીર્વાદ આપવું! એ સઘળી નાની ક્રિયાઓદ્વારા મનમાં એક જ સંસ્કાર પ્રત્યક્ષરૂપે જાગ્રત રહ્યેલો છે કે "આ પૂર્વસૂચના કોઈ મહાન ચક્રવર્તી સંક્રાંતિ લાવી મૂકનાર છે: કદાચ સમસ્ત દેશવ્યાપી એક મહાન આંદોલન છવાઈ જશે! કદાચ આજે નહિ, એકબે દિવસમાં નહિ,–કેટલાંક વર્ષો પણ વીતી જાય!– પરંતુ સમય ગમે તેટલો ભલેને લાગે. આટઆટલી સંચિત–ઉપચિત આધ્યાત્મિક શક્તિ અને યોગસાધના કદી વ્યર્થ જાય જ નહિ! આ શ્રદ્ધા કેટલાક સમયથી અંતરમાં વાસ કરી રહેલ છે.

જ્યારે સ્વામી વિવેકાનંદ પાશ્ચાત્ય દેશોમાં હિંદનો આધ્યાત્મિક

સંદેશ લેઇને જવાને તત્પર થયા હતા ત્યારે એમના મુખની આસપાસ એક પ્રકારના જ્યોતિર્મંડળનો આભાસ થતો હતો એવું સાંભળ્યું છે. વળી એમ પણ કહેવાય છે કે શ્રીરામકૃષ્ણ પરમહંસે મહાસમાધિ લેતાં પહેલાં વિવેકાનંદમાં આધ્યાત્મિક શક્તિનો સંચાર કરેલો પણ હતો. આ વિષયમાં જ્યાં સુધી એવી શક્તિનો અનુભવ થતો નથી ત્યાં સુધી સંશય ટળતો નથી એ એક મુશ્કેલી છે.

મને એમ લાગ્યું કે શ્રીઅરવિંદમાં તો વળી કોઈ અભૂતપૂર્વ—ઑરજ પ્રકારની, મહાન શક્તિ રહેલી છે—તેની સુષમા, તેની વ્યાપ્તિ અને તેનું દર્શન—સઘળું ગંભીરતર—તલસ્પર્શી—છે. કારણકે એ શક્તિ કેવળ બહિર્મુખ છે એવું પણ નથી! વળી તે કેવળ અંત-ર્મુખ છે એમ પણ નથી! તે કેવળ સાત્વિકતા જ છે એમ નહિ કહી શકાય—તેમ કેવળ રાજસિકતા પણ નથી. સંગ્રહ કરેલી સાધનાની શક્તિ કે સાધનાક્ષમતા પણ નથી. વળી, કેવળ, બાહ્ય જગતમાં જ તેનો આવિર્ભાવ થાય છે એ પણ સાચું નથી! મને લાગ્યું કે આ તો અનનુભૂતપૂર્વ—આગળ કદી નહિ અનુભવાએલી—કોઈ જ્યોતિ છે—પૂર્વે અનાસ્વાદિત એવો આનંદનો સાગર છે—અદૃષ્ટ પૂર્વ એવી કોઇ ભવિષ્યદૃષ્ટિ છે!

એ સ્પંદન કરી રહેલી અને ઓતપ્રોત થએલી શાંત, આત્મનિષ્ઠ ગંભીર શક્તિનું વર્ણન કરી તેનો ખ્યાલ આપવો જેટલો કઠિન છે તેટલો જ તે કેવું રૂપ ધારણ કરશે તે પ્રશ્નનો ઉકેલ પણ વિકટ છે. પરંતુ એક વાત નક્કી છે. અને તે એ કે તેજના આવા પુંજીભૂત સમૂહનો અપચય—નિરર્થક વ્યય શક્ય જ નથી. અને શ્રીઅરવિંદનાં દર્શન કર્યાં ત્યારે એ શ્રદ્ધા સબળ થઈ તેટલા ખાતર પણ માત્ર એક મિનિટ માટે કરેલું તેનું દર્શન સાર્થક છે એમ મને લાગે છે.

સાથે સાથે બીજી જે વાત મારા મનમાં જાગ્રત થઇ તે એ કે "આવી મહાન વ્યક્તિ મેં મારા જીવનમાં કદી જોઇ નથી." ચાર વર્ષ ઉપર જ્યારે શ્રીઅરવિંદ સાથે એકાદ કલાક વાતચીત કરવાનો પ્રસંગ મળેલો ત્યારે પણ મારા મનમાં ઉપર જે સંસ્કાર પડ્યો તે જ પ્રથમ જાગ્રત થએલો. પરંતુ તે ભાવ હું સમજી શકતો હતો. વાચાની શક્તિ અને તેનું ઓજસ માનવનાં વ્યક્તિત્વ-માં એવી શક્તિ મૂકી શકે છે. પરંતુ કેવળ નિઃસ્તબ્ધ દૃષ્ટિ માત્રવડે, ફક્ત એક મૂક સ્પર્શવડે એક માનવને વિષે આટલું બધું જાણી લેવાય છે, યાને જાણી શકાય છે, એમ કહેતાં પણ મનમાં એક પ્રકારનો સંકોચ થાય છે! છતાં પણ મારા મનમાં જે થયું તે હું કહીશ.

મને એમ થયું કે શ્રીઅરવિંદમાં કોઇ એવી વસ્તુ છે કે જેની આગળ માનવની સમસ્ત અહંતા નમ્રશીલ બની જાય છે! બીજી મહાન વ્યક્તિઓ પાસે મને પોતાને મારી પણ બે ચાર વાતો કે વિચારો પ્રકટ કરવાની ઉમેદ થતી. પરંતુ શ્રીઅરવિંદની સમીપમાં એક જ ઇચ્છા થાય છે–ગ્રહણ કરવાની–નતમસ્તક થઇને. અલબત્ત, આ બધા મારા અંગત સંસ્કારો અથવા તો કહો, શ્રદ્ધા છે–અને તર્કની દલીલોવડે તેમનાં પ્રમાણ આપવાં નિરર્થક છે. એક સ્થળે ભગિની નિવેદિતાએ કહ્યું છે કે:— "આપણી ઊંડામાં ઊંડી શ્રદ્ધા કોઈ એવે સ્થળેથી અને એવી રીતે ઉત્પન્ન થાય છે કે આપણા સિવાય કોઇનામાં પણ ભાગ્યે શ્રદ્ધા ઉત્પન્ન કરી શકે." તેથી જ વિવેકાનંદે પણ એક સ્થળે કહ્યું છે કે "'અંધવિશ્વાસ'–'અંધશ્રદ્ધા' શું કહ્યા કરો છો? શ્રદ્ધા માત્ર અંધ જ હોય છે!"

આવા સંસ્કારો લખતાં સંકોચ થાય તે પણ સ્વાભાવિક છે. શ્રી પ્રમથ ચોધરીની એક વાત યાદ આવે છે. તેમણે કહેલું કે અર્ધદગ્ધ કેળવણી પામેલા અને યુરોપની શિક્ષાદીક્ષા લીધેલા ભારતવાસીઓ જ્યારે આધ્યાત્મિકતાના વિષયમાં અભિપ્રાયો ઉચ્ચારે છે ત્યારે તેઓ ઢંગધડા વગરનું બોલે છે, કારણકે એ વિષયમાં તેઓ કેવળ અજ્ઞાન હોય છે એટલું જ નહિ પરંતુ તેઓ તો પોતાના જ્ઞાનમાં મગરૂરી માનતા હોય છે!

વળી, આપણા જમાનામાં આવી બાબતો કદાચ અપ્રિય પણ લાગે તો આશ્ચર્ય નહિ. જે યુગમાં અંધનાયક અંધોને દોરતો હોય, જેમાં ચંચલતાને કર્મનિષ્ઠ કહેવામાં આવતી હોય; જેમાં વર્ષામાં ઉભરાઈ જતાં જંતુઓની પેઠે ક્ષણમાત્ર જીવન ધારણ કરીને કે ક્ષણિક આવેશ ઉત્પન્ન કરીને શમી જનારી પ્રવૃત્તિઓને "દેશહિતૈષી" તરીકે ઓળખવામાં આવે તે યુગમાં વળી આધ્યાત્મિક શક્તિના સંચયની કે તેવી શક્તિના સંચારની કે અન્તર્મુખી ન થવાની આવશ્યકતાની વાતો કેટલી અસ્થાને લાગે?

અને છતાં મેં મારા સંસ્કારો પ્રકટ કર્યા છે! કારણકે મને લાગ્યું, "ઘણા લોકો એને નિરર્થક ગણી કાઢશે તો પણ તેમાં શી હાનિ છે?" મને તો શ્રદ્ધા છે કે જગતમાં અસત્યની ગતિ જ રુદ્ધ થાય છે, અને સત્યની શક્તિ તો બાધારૂપ પથ્થરોની પૂજા પામતી અધિક ને અધિક તેજ પ્રાપ્ત કરીને આગળ જ વહે છે. તેથી જ નીડર થઈને આશ્રમ સંબંધી થોડીક હકીકત રજૂ કરું છું.

કુલ આશ્રમવાસીઓની સંખ્યા ૬૫–૭૫ની છે. સર્વ પ્રસન્ન, સર્વેના મુખ પર હાસ્ય અને તેજ. જેટલા દિવસ હું રહ્યો તેટલા દિવસ તો મેં કોઈના મુખ પર ચિંતા કે શોકની રેખાઓ જોઈ

નહિ. બાકી બાહ્ય દૃષ્ટિએ જોવા જઈએ તો પોંડીચેરીમાં એવી ઉદાસીતાનાં કારણો તેવાં છે! પ્રથમ તો આશ્રમમાં કાંઈ મોટી સગવડો આપે એવાં રાચરચીલાં કે સામાનસરંજામ છે નહિ. અહીં (ગામમાં) નાટકશાળા નથી; સભાઓ થતી નથી! ખોરાક પણ અતિ સામાન્ય જ અપાય છે અને પોંડીચેરીની હવા?–શી ગરમી? માણસને થકવી નાંખે એવી! એના જેવી તો દુનિયાભરમાં હવા નહિ જ હોય! છતાં આશ્રમવાસીઓના મુખ પર જોએલ પ્રસન્નતા, તેમનાં નેત્રોમાં ચમકતો વિશ્વાસ અને વાતચીતમાં શાંતિ જોઈ તે કેવી અમૂલ્ય હતી?

શ્રીઅરવિંદની સાધનાનો મૂળ પાયો એ જણાય છે કે તેઓ બહારથી અંતરની સુધારણા કે અંતરનું રૂપાંતર કરતા નથી; ઊલટું અંદરની ઉપલબ્ધિ–અંતરની જ્ઞાનજ્યોતિ કે સાક્ષાત્કારવડે બાહ્ય જીવને દીપ્ત કરવાનો, અને તેને સાર્થક કરવાનો તેઓનો રસ્તો છે. એ પ્રમાણે થઈ શકે તેટલા માટે જ કદાચ આટઆટલાં વર્ષો શ્રીઅરવિંદે એક જ ઓરડો સેવીને સાધના કરવામાં ગાળ્યાં હશે. વળી, અધૂરામાં પૂરું પોતાના રહેવાના મકાનનો એક વિશાળ ખંડ પણ તેમને સવારના ધ્યાનને માટે કાઢી આપવો પડ્યો છે! કારણ આખા મકાનમાં સર્વે સાધકોનો સમાવેશ કરી શકે એવો એ એક જ ખંડ છે. અને તેમાં પણ સાધકોને બેસવાની પુરતી સગવડ નથી!

જેઓ દૂર રહ્યા એમ માને છે કે શ્રીઅરવિંદ ખૂબ આરામમાં રહે છે તેઓને પોંડિચેરીની ઉગ્ર ગરમીનો જ ફક્ત ખ્યાલ આવે તો એક જ ઓરડામાં રહી ૨૫ વર્ષ ગુજારનાર માણસ કેવી રીતે "આરામમાં" રહી શકે એ પ્રશ્નનો તેમને ઉત્તર મળી જાય. પોતાની સંસ્કૃતિમાં રહેલી આધ્યાત્મિકતાનો અને "સ્વધર્મ"("જાતીય

પ્રકૃતિનો ધર્મ"–સંપ્રદાય કે ક્રિયાકાંડવાળો ધર્મ નહિ–નો ત્યાગ કરવામાં "કલચરનું"–સંસ્કૃતિનું–પ્રગતિનું ચિહ્ન ગણનારા આપણા યુગમાં, માનવના અંતરમાં રહેલ દિવ્ય શક્તિ ઉપર વિશ્વાસ અને શ્રદ્ધા જાગ્રત કરવા માટે કદાચ શ્રીઅરવિંદ જેવી એકાદ વ્યક્તિની જરૂર હતી એમ લાગે છે. શ્રીઅરવિંદના જીવનનો કોઇ અનન્ય પદાર્થપાઠ હોય તો તે એ છે કે એવી શક્તિવાળા માનવે તેને પોતાનામાં (અંતરમાં) – પ્રથમ દૃઢમૂળ કરવી–અને અનાડમ્બર રહી, ઉદાસીનતામાં તેનું ગઠન કરી પછી જ તેણે બહાર આવવું. એવી શક્તિ તો આપોઆપ જ બહાર આવે છે કારણકે તેને આવવું પડે છે! આડમ્બરમાં તો તેનો શ્વાસ જ રુંધાઈ જાય.

શક્ય છે કે જ્યારે પ્રાચીન સમયમાં બુદ્ધસંઘ જીવન્ત હતો ત્યારે તે પણ આરંભમાં સંઘટિત થઇ બહાર પડ્યો હશે. એક અંગ્રેજ લેખકે યથાર્થ કહેલ છે કે પ્રત્યેક ગગનચુમ્બી આદર્શનો પ્રથમાંકુર શરૂઆતમાં તો એકાદ વ્યક્તિના મનોજગતમાં જ ઊગે છે, અને ત્યાં પણ ગુપ્તપણે–એકાન્તમાં અને સંકોચ સાથે પ્રકટ થાય છે! ત્યાર પછી તેની વૃદ્ધિ, પ્રચાર, સંઘબદ્ધતા વગેરે આવે છે. પરંતુ આરંભમાં તો અનન્ય ચિત્તવડે તેની સાધના આવશ્યક છે, સફળતા અને સાર્થકતા તો પછીથી આવે.

બધું જોયા પછી મને થયું આડંબર અને દેખાવના આ યુગમાં મેં એક સંગીન કાર્ય જોયું–એક ભેળ વગરનું સત્ય જોયું. અહીં કોઇ પ્રકારની દેખાડવાની વૃત્તિ કે બહારથી આવનારને વિજ્ઞાપન પણ જોયાં નહિ. વળી પોતાની તાલ ઠોકીને પોતાને "સિદ્ધ" સાબિત કરવાની વિડમ્બના પણ અહીં નથી.

● ———

ઇ. સ. ૧૯૨૮, 'ગુજરાત'માં પ્રસિદ્ધ થએલો.

# પંદરમી ઑગસ્ટ

**મહાન** પુરુષની જયંતી ઊજવવાનો રિવાજ જ્યારે કેવળ રૂઢિ થઇ રહે છે ત્યારે તેનું ખરેખરું રહસ્ય જનસમાજ ભાગ્યે જ સમજી શકે છે. મહાન પુરુષના જીવનનાં વાસ્તવિક પ્રેરક તત્ત્વો ક્યાં હોય છે? બહારના સંજોગો યા તો તેનું સ્થૂળ જીવન નહિ, પરંતુ ઊંડાં, અંતરનાં અને આધ્યાત્મિક તત્ત્વો જ તેના જીવનના ઘડતરમાં મુખ્ય ભાગ ભજવે છે. અને જ્યારે લોકો "જયંતીઓ" ઊજવે છે ત્યારે મહાન વ્યક્તિના જીવનનાં બાહ્ય સ્વરૂપ અને તેની જિંદગીમાં બનેલી ઘટનાઓ તથા તેણે કરેલ દૃશ્ય કાર્યોને અવલોકવામાં તેઓ પરોવાઇ જાય છે અને મહાન જીવનના વાસ્તવિક પ્રેરક બળોને ભૂલી જાય છે. આ રીતે ખરેખરાં મહત્ત્વનાં તત્ત્વો પ્રત્યે લોકો જાણીને કે અજાણ્યે અવગણના કરે છે.

વળી બીજી મુશ્કેલી એ છે કે મહાન પુરુષ અનેક પહેલના હીરા જેવો હોય છે – તે સાદો, સીધો હોતો નથી. જનસમાજનો મોટો ભાગ તેના એકાદ પાસાને જ વધારે સારી રીતે ઓળખીને તે પાસું જ તેનું સમગ્ર વ્યક્તિત્વ છે એવું માની બેસે છે અને તેની બીજી અનેક બાજુઓની અવગણના કરે છે યા તો તેમને ભૂલી જાય છે. અને આધ્યાત્મિક જીવન ગાળનાર વ્યક્તિની બાબતમાં આવી ભૂલ થવાનો સંભવ અનેકગણો વધી જાય છે.

એટલે આજે પંદરમી ઑગસ્ટને દિવસે શ્રીઅરવિંદના જીવનનો સંદેશો એકાદ નાના સરખા લેખમાં સમાવવાનો પ્રયત્ન કરતાં મને કાંઇક ક્ષોભ અને જાતમાં અણવિશ્વાસ થાય એ સ્વાભાવિક છે. કારણકે તેમના જીવનનો સંદેશ અનેક શાખાઓમાં વહેંચાયલો,

ગંભીર અને વિશાળ છે. આપણા દેશનો કેળવાયલો વર્ગ તો શ્રીઅરવિંદને હજી પણ સમસ્ત હિંદના રાજકીય નેતા તરીકે જ ગણે છે. શ્રીઅરવિંદ એટલે રાષ્ટ્રીયતાના આચાર્ય; શ્રીઅરવિંદ એટલે બંગભંગ રદ કરવા માટે દેશભરમાં પ્રચંડ ચળવળ ચલાવનાર એક નેતા; શ્રીઅરવિંદ એટલે જુવાનોને દેશભરમાં પ્રેરણા પાનાર આદર્શવાદી. હિંદની રાષ્ટ્રીયતાના આદિ યુગમાં તેમણે આપેલ રાષ્ટ્રીય સંદેશ હજી પણ ઘણાંના મનમાં ગૂંજતો હશે. તેમણે કહ્યું હતું "રાષ્ટ્રીયતા એટલે રાજકીય કાર્યક્રમ માત્ર નહિ; રાષ્ટ્રીયતા એટલે કેવળ મુત્સદ્દીપણાનું ક્ષેત્ર નહિ; રાષ્ટ્રીયતા એટલે જીવનનો ધર્મ; તમારી રાષ્ટ્રીયતાને પ્રતિક્ષણ જીવનમાં ઊતારો; રાષ્ટ્રની સેવાના કાર્યને ભગવાનને ચરણે અર્પણ કરો. યાદ રાખો કે ભગવાન હિંદનું પુનરુત્થાન ચાહે છે, માટે આપણે તે કાર્યને ધર્મ તરીકે સ્વીકારીએ છીએ." વળી તેમણે ઉમેરેલું કે "તમારામાં સુષુપ્તિ ભારતશક્તિને જાગ્રત કરો; જીવનમાં પરદેશનાં ઊછીનાં પ્રતિબિંબો પ્રકટ કરવાની ભ્રમણાનો ત્યાગ કરીને ભારત-શક્તિને જીવનમાં પ્રકટ કરો; તેનાવડે નવા ભાવિનું સર્જન કરો અને જગતના મહાન પ્રશ્નોમાં ભારત-શક્તિનો વિશિષ્ટ ફાળો આપો." એમના રાષ્ટ્રીય સંદેશને ઘણા યે લોકો તેમના જીવનના મુખ્ય સંદેશ તરીકે ગણે છે.

પરંતુ મને લાગે છે કે એ એક પ્રચલિત ભૂલ છે. તેમના જીવનનો પ્રધાન સ્વર એથી યે વધારે ગંભીર, ઊંડો અને માનવજાતિના આત્માનાં મૌલિક તત્ત્વોને અને પ્રેરક બળોને સંબોધાયલો છે એવું મને લાગે છે. એ મુખ્ય સ્વર ઘણો વ્યાપક, વિશાળ અને સમગ્રતાવાળો છે. જગતમાં આજે આદર્શો, સંસ્કૃતિઓ અને

પ્રજાઓ વચ્ચે કલહ જામી રહ્યો છે અને માનવજાતિનો સમસ્ત ભૂતકાળ અત્યારે ભઠ્ઠીમાં તવાઈ રહ્યો છે. આજે માનવજાતિની મુખ્ય જરૂરિયાત માનવચિંતનનાં – માનવજીવનનાં પરસ્પર વિરોધી તત્ત્વોના, વિવિધ સંસ્કૃતિઓનાં મૌલિક તત્ત્વોના સમન્વયની જરૂરિયાત છે. જીવનનાં કેવળ બાહ્ય સ્વરૂપોમાં અને કેવળ સપાટી ઉપર જીવન ગાળતો માનવ ગમે તે કહે, પરંતુ માનવનો ઊંડો આત્મા તો મનથી પર એવી કોઇ દિવ્ય ભૂમિકાના સંદેશની વાટ જોઈ રહ્યો છે એમાં શંકા નથી. માનવનું મન મર્યાદિત, અપૂર્ણ અને સત્યાસત્યના મિશ્રણની ભૂમિકા છે. પરંતુ બુદ્ધિથી પર જે સત્ય છે તેનું દર્શન અને સત્યની પુનઃ સ્થાપના અને આ જગતમાં તેનો આવિર્ભાવ કરવા માટે માનવ આત્મા ઝંખી રહ્યો છે. રાષ્ટ્રીયતા અને કાલનાં બંધનો વટાવીને, સંસ્કૃતિઓનાં બાહ્ય અને ગૌણ તત્ત્વોને છોડી દઇને, મધ્યસ્થ સત્યોને એક સાંકળમાં ગાંઠનાર કોઈ સમર્થ વ્યક્તિની જરૂર આજે છે. આજે ભાવિની દિશા પ્રત્યે અંગુલિનિર્દેશ કરનાર અને માનવજાતિની વૃત્તિઓ અને પ્રવૃત્તિઓને નવી દિશામાં વાળનાર કોઈ નેતાની જરૂર દેખાય છે. સમસ્ત માનવજાતિની આધ્યાત્મિક અભીપ્સા અને આધ્યાત્મિક સાક્ષાત્કારો જેનામાં મૂર્તિમંત હોય એવી વ્યક્તિની આજે આપણને અને જગતને જરૂર છે.

શ્રીઅરવિંદના ગંભીર ગ્રંથોનો અભ્યાસ કરવાની જેમણે તસ્દી લીધી છે, જેઓ તેમની દીર્ઘ, અવિશ્રાંત, શ્રદ્ધાવાન, એકલક્ષી અને કઠિન તપસ્યા વિષે કાંઈક જાણે છે તથા તેમના કાર્યને પ્રેરી રહેલ વિરલ શ્રદ્ધાને સમજી શકે છે તેઓ સહેલાઇથી જોઈ શકે તેમ છે કે આજે સમસ્ત ભારતમાં એવી કોઇ વ્યક્તિ હોય તો તે

શ્રીઅરવિંદ છે. વળી તેમણે છેલ્લા ત્રણ વર્ષથી આરંભેલ કાર્યનો જેમને પરિચય છે તેમની પણ આ બાબતમાં ખાત્રી થઇ ચૂકી જ હશે.

શ્રીઅરવિંદ જેવી મહાન વિભૂતિઓ આપણા માનવ-આત્મામાં રહેલ સનાતન આધ્યાત્મિક તૃષાને સંતોષનાર આશા અને આશ્વાસનાના જળ સમાન છે. બાહ્ય જીવનમાં અને જડવાદની શુષ્ક, ક્ષુદ્ર અને વધતી જતી વૃત્તિમાં વધારે ને વધારે તરબોળ થતા આપણા યુગમાં તો સનાતન આધ્યાત્મિક સત્યોની પ્રત્યક્ષ મૂર્તિ સમાન શ્રીઅરવિંદ જેવી વિભૂતિઓ સૂકા અરણ્યમાં શાંત વીરડી જેવી વધારે લાભદાયક લાગે એમાં આશ્ચર્ય નથી. ભગવાનને પ્રાપ્ત કરવા માટે, દિવ્ય સત્ય અને જ્ઞાનજ્યોતિ પ્રાપ્ત કરવા માટે માનવના આત્મામાં જે સતત પ્રેરણા આવી રહેલી છે તેને શ્રીઅરવિંદ જેવા "**અતિમાનવો**" જાગ્રત રાખે છે અને સંતોષે છે. આધ્યાત્મિક જીવન સિદ્ધ કરવા માટે જરૂરનો દિવ્ય અગ્નિ – આનંદ અને શક્તિ પ્રાપ્ત કરવાનો બ્રહ્માગ્નિ એવા મહાન પુરુષો માનવના હૃદયમાં સદા જાગ્રત રાખે છે.

એટલે મને તો લાગે છે કે માનવના ચિંતનનો સમન્વય, સંસ્કૃતિઓની પ્રેરક અને ક્રિયાશીલ શક્તિઓનો સમન્વય – એ શ્રીઅરવિંદના જીવનનો સંદેશ છે. "આંતર જીવન પ્રત્યે વળો; અંતરના ઊંડાણમાં ડૂબકી મારીને ત્યાં રહેલ દિવ્ય શક્તિ, જ્ઞાન અને આનંદ જીવનમાં પ્રકટ કરો; ભાવિ સૃજન માટે એ પ્રકારનું આધ્યાત્મિક જીવન અનિવાર્ય છે" – એ શ્રીઅરવિંદના જીવનનો સંદેશ છે. "આંતર જીવનવડે સમગ્ર બાહ્ય જીવન (વ્યક્તિનું અને રાષ્ટ્રનું) ઘડો" એ તેમના સંદેશનો પ્રધાન સ્વર છે.

જડવાદમાં વધારે ને વધારે મગ્ન થતા આપણા જમાનાને શ્રીઅરવિંદે બતાવી આપ્યું છે કે આધ્યાત્મિક સત્યો કેવળ **અંતરમાં** પ્રાપ્ત કરવાનાં નથી, પરંતુ જીવનભરનાં સર્વે ક્ષેત્રોમાં – માનવ-જીવનના એકે એક ક્ષેત્રમાં તે જ સાચાં પ્રેરક બળ હોવાં જોઇએ. વળી જડવાદનાં જે ઉત્તમ તત્ત્વો માનવજાતિને હિતકારક છે તેમનો શ્રીઅરવિંદ મુદ્દલે ત્યાગ કરતા નથી. આત્માના વિજયનું કોઇ પણ ક્ષેત્ર તેઓ છોડી દેતા નથી.

એટલે જ આજે પંદરમી ઑગસ્ટને દિવસે જે શુભ વાંછના અંતરાત્મામાં જાગ્રત થાય છે તે એ છે કે "જે વિરલ શ્રદ્ધા, જે અસાધારણ ધૈર્ય, જે શાંત – મૂગી તપસ્યા, જે બુદ્ધિથી પર સત્યનું ભવ્ય દર્શન, કાળ અને દિશાનાં બંધનોને વટાવી જઇને માનવનાં જીવનતત્ત્વોનો સધાયલો સમન્વય, ભગવાનને સર્વભાવે સમર્પણ કરવાનો મહાન આદર્શ વગેરે જે જે ઉત્તમ તત્ત્વો શ્રીઅરવિંદમાં મૂર્તિમંત છે તે સર્વે આજે જગતભરમાં સત્યની પ્રાપ્તિ માટે મથતા સર્વેના અંતરમાં અવતરણ કરો."

એટલું બસ નથી. માનવ બુદ્ધિથી પે પર ચૈતન્યના દિવ્ય કોશો આવી રહ્યા છે અને તેમની પ્રાપ્તિ એ માનવની ઉત્ક્રાંતિનો ઉદ્દેશ છે એવું હિંમતપૂર્વક શ્રીઅરવિંદે – પોતાની તપસ્યા કરવા માટે તેઓ જ્યારે એકાંતવાસી થયા ત્યારે – જણાવ્યું અને આજે દીર્ઘ પ્રયાસને અંતે માનવના ચૈતન્યને એ ઉચ્ચ ભૂમિકાઓ પ્રત્યે લઇ જવાનું તથા તેમના પ્રત્યે ખુલ્લા કરવાનું કાર્ય શ્રીઅરવિંદ કરી રહ્યા છે. માનવની સમગ્ર પ્રકૃતિનું એ દિવ્ય ચૈતન્યના પ્રકાશથી રૂપાંતર કરવામાં તેઓ રોકાયા છે.

જ્યારે એ ભગીરથ કાર્યનો ખ્યાલ કરીએ છીએ ત્યારે

અંતરમાં એકજ અભીપ્સા જાગે છે–"એ સત્ય અને એ જ્ઞાનજ્યોતિ, એ મહાન શક્તિ અને આનંદસ્રોત આપણા સર્વે ઉપર આજે અવતરો; અને માનવના આત્મામાં ભગવાન માટે વધારે ને વધારે બળવાન અભીપ્સા જાગ્રત કરો; દિવ્ય જીવન માટે માનવને તૃષા લાગો; એ ભવ્ય જીવનમાં જ્વલંત "આત્મ-સમર્પણ"નું રહસ્ય આપણને પ્રાપ્ત થાઓ, અને ભગવાનને સર્વભાવે સર્વસ્વ સમર્પણ કરવાનો અગ્નિ આપણા જીવનમાં જાગ્રત થાઓ. એ સમર્પણનો ધર્મ કેવળ શાંતિમાં અને વિરક્તિમાં જ નહિ પરંતુ જીવનના હરેક કાર્યમાં હરેક ક્ષણે આપણો જાગ્રત ધર્મ બની રહો."

આજે પંદરમી ઑગસ્ટને દિવસે આવી કોઈ અંતરની અભીપ્સાને દિવસભર જાગ્રત રાખવી એ જ શ્રીઅરવિંદની જયંતી ઊજવવાનો ઉત્તમોત્તમ પ્રકાર છે.*



*પથિકનાં પુષ્પો ગુચ્છ પહેલામાંથી

# ભગવાનની એરણુ ઉપર

## [ શ્રીઅરવિંદનું ધ્યેય અને કાર્ય ]

(લે. પ્રો. શિશિરકુમાર મિત્ર,* શાંતિનિકેતન)

**એવી** કેટલીક ક્ષણો હોય છે જેના રહસ્યને કોઇ પણ ભાષામાં વર્ણવી શકાતું નથી. મનની એવી કેટલીક સ્થિતિઓ હોય છે જેને બીજાને સમજાવવી એ કોઇ પણ માનવી શક્તિને માટે શક્ય નથી. તો પછી આ લેખકે છેલ્લા નવેમ્બરમાં પોંડિચેરીમાં શ્રીઅરવિંદના યોગાશ્રમની યાત્રા કરી ત્યારે ઉપર કહી તેવી એક ક્ષણમાં તેના ચિત્તમાં જે વિચારો પ્રકટ્યા તેને વ્યક્ત કરવાનો આ અશક્ય પ્રયત્ન શા માટે કરવો? આનું મુખ્ય કારણ તો એ છે કે શ્રીઅરવિંદનાં પ્રત્યક્ષ દર્શન થતાં, તેની સાથે નજરોનજર મળતાં, દરેક યાત્રીના હૃદયમાં જે સભર આનંદ વ્યાપી જાય છે, અને આ લેખકે પણ જે આનંદ અનુભવ્યો છે તેમાં બીજાઓને પણ સહભાગી કરવા.

માણસના જીવનમાં આવી પળો વિરલ હોય છે. પણ તે આવે છે ત્યારે પૂરા ઝાકઝમાળથી આવે છે. શ્રીઅરવિંદનાં દર્શન થતાં જાણે લાગે છે કે એઓ આપણા હૃદયના સ્વામી છે, આપણા આદર્શની મૂર્તિ છે, અનંત પરમ તત્ત્વ અહીં સર્વત્ર હાજરાહજૂર છે, એટલું જ નહિ પણ અહીં સાકાર શાન્ત બનીને બેઠું છે. અને તે વેળા માણસના આંતરિક જગતમાં કોક નવી જ ઉષાઓ પ્રકટી ઊઠે છે. "હિરણ્મય ઢાંકણુને દેવદેવાદિની માતા ઉપાડે છે અને સત્ય પોતાના ઇષ્ટ રૂપે પ્રકટ થાય છે." યાત્રાળુને લાગે છે કે જાણે

---

* લેખકના અંગ્રેજી ઉપરથી અનુવાદ

પોતે કોક એવા વિશ્વમાં પહોંચી ગયો છે જ્યાં કોઈ દ્વંદ્વ નથી, જ્યાં કેવળ પ્રકાશ, શાંતિ, આનંદ વ્યાપી રહ્યાં છે, અને જ્યાં માનવના આત્માને દિવ્ય જીવનનો પ્રથમ અભિષેક થઇ રહ્યો છે.

## આધ્યાત્મિક જીવનનો પ્રારંભ — શ્રદ્ધા

પોંડિચેરીમાં મેં જે જોયું અને અનુભવ્યું તેનું બ્યાન આપું તે પહેલાં જે મનોભૂમિ લઇને હું ત્યાં ગયો હતો તે હું પ્રસ્તાવના રૂપે કહી દઉં તો તે મદદરૂપ થઈ પડશે વળી એ પણ આપણે પ્રારંભમાં જ ધ્યાનમાં રાખવા જેવું છે કે આપણી પાસે સાધારણ રીતે જ્ઞાનપ્રાપ્તિનાં જે સાધનો–કરણો–ઇન્દ્રિયો છે તે યોગીને સમજવા માટે, અને વિશેષતઃ તો શ્રીઅરવિંદ જેવા યોગીને સમજવા માટે બહુ મદદરૂપ નથી બનતાં. શ્રીઅરવિંદના યોગનું લક્ષ્ય મોક્ષ નથી, અંગત મુક્તિ નથી, પણ આજ લગી જે માટે કોઇ મથ્યું નથી તે, ભગવાનના કાર્ય માટે માનવને તૈયાર કરવાનું કાર્ય છે. આમાં બુદ્ધિ એ બાધા પણ બને છે, સહાય પણ બને છે. સામાન્ય રીતે બુદ્ધિ સ્થૂલતામાં ગોઠવાયેલી હોઈ આધ્યાત્મિક હેતુઓમાં ડખલ કર્યા કરે છે, પણ તેને યોગ્ય રીતે કેળવવામાં આવે તો તે સહાય પણ આપે છે અને તેની એ કેળવણી જ્યારે હૃદય ખૂલે ત્યારે જ શક્ય બને છે. માટે શ્રદ્ધા એ આધ્યાત્મિક જીવનનો પ્રારંભ છે. કારણ, એ શ્રદ્ધા જ અભીપ્સાને પ્રકટાવે છે. અને અભીપ્સા જો સાચી હોય, તો ભગવત્કૃપા તેનો અચૂક જવાબ વાળે છે. અને એ ભગવત્કૃપા તો ખરેખર સાધકના જીવનમાં ચમત્કારોની રેલંછેલ કરી મૂકે છે. મને મારી મર્યાદાઓનું પૂરું ભાન છે. માતાજીનું અથવા શ્રીઅરવિંદનું વર્ણન આપવું એ કેવું બાલિશ, ધૃષ્ટ અને અશક્ય જેવું કાર્ય છે તે પણ મને ખબર છે. કારણ

માનવની શક્તિ દિવ્ય વ્યક્તિઓને કેવી રીતે સમજી શકે? અને સમજી ન શકે તો પછી વર્ણવી તો કેવી જ રીતે શકે? હું એમના વિષે જે વર્ણવું છું તેમાં તેમના સાચા વ્યક્તિત્વનો અંશ પણ સમાઈ શકતો નથી. તેઓ તો અનંતગણાં મહાન છે. જો મારા અનુભવોને હું વ્યક્ત નથી કરી શકતો, તો જે મૂળ તત્ત્વમાંથી તે પ્રકટ્યા છે તેને તો હું ક્યાંથી જ વર્ણવી શકું?

## અજ્ઞાત આશ્ચર્યોની નવી દુનિયા

હું ઇતિહાસનો વિદ્યાર્થી છું. પણ ઇતિહાસમાં વ્યક્ત થતી માનવસંસ્કૃતિ પરત્વે જ મારો મુખ્ય રસ છે. ઇતિહાસને મેં રાજકીય બનાવોના વર્ણનરૂપે નથી ગણ્યો. પ્રજાનો આત્મા, સર્જનાત્મક પ્રવૃત્તિઓનાં વિવિધ રૂપોમાં જે રીતે પ્રકટ થાય છે તેને જ હું સાચો ઇતિહાસ માનું છું. બીજા દેશોના ઇતિહાસને સમજવા અઘરા નથી. કારણ તેમની સિદ્ધિઓ તેમના સાંસ્કારિક જીવનનાં બાહ્ય રૂપોની અંદર જ આવી ગયેલી હોય છે, અને એમાં પણ પ્રજાની સામાજિક અને રાજકીય આકાંક્ષાઓ જ મુખ્યત્વે પ્રેરણા રૂપ હોય છે. પણ હિંદની બાબતમાં જુદી જ સ્થિતિ છે. આ દેશે, જગતમાં બીજા કોઈ દેશે પ્રાપ્ત નહિ કરેલી એવી આધ્યાત્મિક સિદ્ધિનાં શિખરો સાધેલાં છે, અને છતાં તેણે એવી ભૌતિક–વ્યાવહારિક સિદ્ધિઓ પણ મેળવેલી છે જે તેના સમકાલીન કોઈ પણ દેશની સાથે તુલનામાં ટકી શકે તેમ છે. દુનિયાની દૃષ્ટિમાં હિંદને હેઠું પાડવા માટે સ્વાર્થી લોકોએ તેના જીવન અને સંસ્કૃતિ અંગે ખોટા ખ્યાલો અને દુષ્ટ આક્ષેપો વહેતા મૂકેલા છે. મેં હિંદના ઇતિહાસનો, ખાસ કરીને તેની સંસ્કૃતિનો અભ્યાસ કરવા માંડ્યો ત્યારે એવી એવી વિરોધી સામગ્રી

એમાંથી નીકળવા માંડી કે જેનું સ્વતંત્ર મૂલ્ય કંઇ પણ હો, પરંતુ આ મહાન પ્રજાના આત્મા વિષે તેમાંથી કશો જ પ્રકાશ મને સાંપડતો ન હતો. હું મૂંઝાઈ ગયો. એમ કરતાં કરતાં મને શ્રીઅરવિંદ તરફથી સંપાદિત થતું 'આર્ય' (હવે તો બંધ) જોવા મળ્યું. તેમાં સર વિલિયમ આર્ચરના પાયા વગરના આક્ષેપોની સામે શ્રીઅરવિંદે 'હિંદની સંસ્કૃતિનો બચાવ' નામની એક લેખમાળા લખી હતી. હિંદની સંસ્કૃતિની સિદ્ધિઓના એકેએક પાસાનું તેમાં અત્યંત પ્રગલ્ભ અને તેજસ્વી નિરુપણ હતું. શ્રીઅરવિંદે હિંદના એ નિંદકના ચેલેન્જને ઝીલી લઇ, તેના આક્ષેપોનો મુદ્દેમુદ્દો લઇને જવાબ વાળ્યો હતો. અને સચોટ દલીલોથી તેમણે સાબીત કરી બતાવ્યું હતું કે હિંદે મહાન વસ્તુઓ સિદ્ધ કરી છે: માત્ર આત્માની બાબતોમાં જ નહિ, પણ ભૌતિક બાબતોમાં પણ એટલા જ પ્રચુર પ્રમાણમાં કેવળ મહાન જ નહિ, પણ મહાનમાં મહાન વસ્તુઓ મેળવી છે. હિંદનાં કળા, સાહિત્ય, ધર્મ, તત્ત્વજ્ઞાન, રાજકારણ તથા બીજી ભૌતિક વિદ્યાઓનો શ્રીઅરવિંદનો પ્રભુત્વભર્યો અને બોધક અભ્યાસ જોઇ મને થયું કે હિંદની સંસ્કૃતિનો સાચામાં સાચો ભાષ્યકાર કોઈ હોય તો તેઓ જ છે, અને મારામાં એ પ્રતીતિ દૃઢ થવા લાગી કે શ્રીઅરવિંદમાં માત્ર બુદ્ધિ કરતાં કોઇ વધારે ઉચ્ચ શક્તિ હોવી જોઇએ. હિંદના આત્માના ગહન પ્રદેશોમાં તેમણે જે આંતરદૃષ્ટિ ફેંકી હતી તે તો આ વિષયના બીજા કોઈ પણ લેખકોમાં જણાઇ નથી. મને લાગ્યું કે હિંદનો ઇતિહાસ શ્રીઅરવિંદની દૃષ્ટિ પ્રમાણે ફરીથી લખાવો જોઇએ. કારણ પોતાની યૌગિક દૃષ્ટિથી હિંદના આત્મામાં ઠેઠ પહોંચી જનાર અને પોતાની અનુપમ વાણીદ્વારા હિંદની આંતરિક ગહનતાઓને વ્યક્ત કરનાર તેઓ જ સૌથી

પ્રથમ છે. ઉપર કહ્યું તેમ, બુદ્ધિ જ્ઞાન માટેનું અપૂર્ણ સાધન છે, અને હિંદના જીવનનું સત્ય પ્રાપ્ત કરવા માટે તેના ઉપર બહુ ભરોસો રાખી શકાય તેમ નથી. કારણ હિંદની સંસ્કૃતિ શ્રીઅરવિંદના શબ્દોમાં 'માનવઆત્માના ઈશ્વર પ્રત્યે વળવાના પ્રયત્નની સતત વિસ્તર્યે જતી પ્રણાલી' ઉપર જ તત્ત્વતઃ મંડાયેલી છે. આ રીતે મારી સમક્ષ આજ લગી અજ્ઞાત એવાં આશ્ચર્યોની દુનિયા પ્રકટ થઈ. 'કાલાતીત' હિંદનો સમસ્ત આત્મા તેના મહાનમાં મહાન સુપુત્રની જાદુઈ લેખિનીથી આલેખાયેલા મનોહર ચિત્રના અનેક રંગોમાં મારી સમક્ષ ઝળકી રહ્યો. ભૂતકાળની કીર્તિ, અતીત સમયની જાહોજલાલી, વળી પાછી 'આર્ય'નાં પૃષ્ઠો ઉપર તાદૃશ રીતે પ્રકટવા લાગી. અને હિંદે પોતાના આંતરિક અને બાહ્ય પ્રદેશોમાં જે જે સિદ્ધ કર્યું હતું તે દરેક પાછળનાં રહસ્ય મનમોહક શૈલીમાં આલેખાતાં મેં જોયાં.

## વેદનું નવું ભાષ્ય

શ્રીઅરવિંદે એ પત્રમાં બીજા પણ વિષયો ચર્ચ્યા હતા જે ઇતિહાસના અભ્યાસ માટે પેલાના જેટલા જ મહત્ત્વના છે. એ દરેક ચર્ચામાં એમની પ્રતિભાની અજોડ તેજસ્વિતા દેખાઈ આવતી. માનવજાતિના સામાજિક અને રાજકીય વિકાસના એમણે કરેલા નિરૂપણની જોડ જગતના આ વિષયના સાહિત્યમાં કયાંય જડે તેમ નથી. ઇ. સ. ૧૯૧૬માં તેમણે અત્યારનાં રાજ્યોના ભાવિ વિષે જે ભાખેલું તે આજે સાચું પડતું જાય છે. તેમણે વેદોનું નવું જ ભાષ્ય આપ્યું. તેમણે બધા યુગોની અને બધા દેશોની કવિતાનાં વહેણોની ચર્ચા કરી અને ભવિષ્યમાં કવિતા કેવું રૂપ લેશે તે બતાવ્યું. ગીતા ઉપરના તેમના નિબંધો, હિંદુ વિચાર-

સમૃદ્ધિના પાયા જેવા એ ગ્રંથ ઉપરના મોટામાં મોટા ભાષ્યકાર તરીકે તેમને સ્થાન અપાવશે. તેમણે આ જે કંઈ લખ્યું છે તે સર્વમાં માનવતાના ઉજ્જ્વળ ભાવિનું તેમનું અચૂક દર્શન વ્યક્ત થાય છે, તથા તેમની પ્રતીતિ જણાઈ આવે છે કે માનવજાતિની આધ્યાત્મિક પુનર્ઘટના માટેની આવશ્યકતા કોઇ પણ સમય કરતાં આજે જ સૌથી વધારે છે. હું એ વાંચતો હતો ત્યારે શ્રીઅરવિંદ પોતાનાં લખાણોમાં શું કહેવા માગે છે તે બધું સંપૂર્ણ રીતે સમજાવું મને મુશ્કેલ હતું. આજે માનવજાતિ તેમનો સંદેશ યોગ્ય રીતે સમજી શકે, માનવજાતિને ભાગવત જીવનનો સંદેશો સંપૂર્ણ રીતે ગમ્ય બને તે માટેનાં સાધનો શોધી કાઢવાની દિશામાં શ્રીઅરવિંદની તપસ્યા પ્રવૃત્ત થઈ રહી છે. શ્રીઅરવિંદે પોતાના આ પરમ સંદેશનું તથા તેને પ્રાપ્ત કરવા માટે યોગની પ્રક્રિયાઓનું કરેલું સંપૂર્ણ નિરુપણ, જે *'The Life Divine'* નામના પુસ્તકમાં હમણાં જ પ્રસિદ્ધ થયેલું છે, એ પોતે પણ સાહિત્યક્ષેત્રની પરાકોટિની સિદ્ધિઓ છે. મને એ તરફ આકર્ષણ થયેલું, જો કે તેના સાચા રહસ્યમાંથી તો થોડુંક જ મને સમજાયેલું. છતાં જેમ જેમ હું વાંચતો ગયો તેમ તેમ મને લાગવા માંડ્યું કે શ્રીઅરવિંદનાં આ લખાણો માત્ર તેમના તત્ત્વજ્ઞાનનાં તથા ચિંતનનાં નિરુપણો જ નથી, પરંતુ પૃથ્વી ઉપર આવનારા એક નવા યુગના દૃષ્ટાએ પેખેલા સત્યનાં ઉચ્ચારણો પણ છે.

## ચીનના બે મહાન વિજેતાઓ

આવી માનસિક તૈયારી સાથે હું શ્રીઅરવિંદની સમીપ ગયો. જેમની લાક્ષણિક વિચારસરણીએ મારા ચિત્તમાં ક્રાન્તિ ફેલાવી દીધી હતી તેમને નજરોનજર જોવાની મારી ચિર ઝંખનાને પૂરી

થવાના દિવસની રાહ જોતો હું મારાથી બનતી રીતે તેમને અનુસરવા મથતો હતો. પરંતુ સંજોગો એવી રીતે અનુકૂળ થવા લાગ્યા કે મારા જીવનમાં હું એક અતિ મહાન નિર્ણય કરી શક્યો. પણ એ વાત બીજી કોઈ વાર. છેવટે શ્રીઅરવિંદની યાત્રાએ નીકળવાનો દિવસ આવ્યો. ૨૪મી નવેમ્બર ૧૯૩૯ના દર્શન માટે હું વેળાસર પોંડિચેરી પહોંચી ગયો. ૧૯૨૬માં આ દિવસે શ્રીઅરવિંદની સાધના સંપૂર્ણ થઇ હતી. મારી સાથે કવિવર ટાગોરના 'વિશ્વભારતી'માં કામ કરતા સંમાનિત મિત્ર ચાઇનીસ પ્રોફેસર ટાન યુન શાન હતા. પ્રો. ટાન પ્રગલ્ભ વિદ્વાન છે. બુદ્ધિઝમના ઊંડા અભ્યાસી છે અને હિંદના પ્રખર પ્રેમી છે. સિનો-ઇન્ડિયન કલ્ચરલ સોસાયટીના તે સ્થાપક-સંચાલક છે, અને વિશ્વભારતીમાં —ચીનભવનના ડાયરેક્ટર છે. તે પ્રધાનતઃ આધ્યાત્મિક વ્યક્તિ છે. આ યાત્રા માટે એમની માનસિક તૈયારીમાં એમણે શ્રીઅરવિંદનાં થોડાંક પુસ્તકો વાંચ્યાં હતાં તે તથા પોંડિચેરીના આશ્રમના આદર્શોથી પરિચિત એવા મિત્રો પાસેથી જે કંઇ માહિતી મળી હતી તેટલું જ હતું. તે ખુલ્લા મનથી ત્યાં આવ્યા અને સંવેદનોથી ભરપૂર બનીને પાછા નીકળ્યા. તે સંવેદનોને તેમણે એક છાપાંજોગી અત્યંત રસિક મુલાકાતમાં બતાવવાનો પ્રયત્ન કર્યો છે. અહીં એક ચીની કહેવતનો ઉલ્લેખ પણ કરી લઇએ. પ્રો. ટાને એ કહેલી—'યાત્રાએ જતાં માણસે મનને તદ્દન ખાલી રાખવું જોઇએ.'

પ્રોફેસરે મને કહ્યું કે પોંડિચેરીના નિવાસ દરમિયાન તેમને થયેલા અનુભવો એટલા બધા ગહન છે કે તેને બીજા આગળ વર્ણવી શકવાની તેમની પાસે ભાષા નથી. આશ્રમમાં એમણે જે

જે કાંઈ જોયું તેની તેમના પર એટલી બધી ઊંડી છાપ પડી કે આશ્રમ અને પોતાના દેશ ચીનના વિચારકોની વચ્ચે કંઇ સંબંધ સ્થાપવા માટે તે વિચાર કરતા થઇ ગયા. તેઓ ચીનનાં અગ્રણી પત્રોમાં થોડા જ વખતમાં લેખમાળાઓ લખી ચીનને શ્રીઅરવિંદનો પરિચય કરાવવાના છે.

લગભગ દરરોજ અમે સાધકો સાથે વાતો કરતા હતા. એક દિવસે એક સાધકે કહ્યું કે ચીનને કોઈ પણ દેશ હજી જીતી શક્યો નથી. પ્રોફેસરે તરત સામે ટકોર કરી: ' પણ એક વાર તો ભગવાન બુદ્ધ ચીનને પૂરેપૂરું જીતી ગયા હતા. અને હવે વળી બીજા એક મહાન હિન્દી તેને ફરી જીતવાના છે. અને તે છે શ્રીઅરવિંદ.'' હિંદ તરફની સાચી ભક્તિવાળા આ પવિત્ર આત્માના આ શબ્દો ઘણા સૂચક છે.

પોંડિચેરીમાં આવ્યા પછી મને મારામાં એક પરિવર્તન લાગવા માંડ્યું. જે જગતને પાછળ મૂકીને હું આવ્યો હતો તે મારા મનમાંથી તદ્દન સરી ગયું હતું. જે જગતમાં મેં પગ મૂક્યો હતો તેમાં એક નવા જીવનની આધ્યાત્મિક વિદ્યુત વ્યાપેલી લાગતી હતી. આશ્રમના વાતાવરણમાં સ્ફૂરતી જે સૂક્ષ્મ અસરો છે તેને ગ્રહણ કરવા જેટલી શક્તિ જેનામાં હોય તેને આ અનુભવ થાય છે જ. આ ચાઇનીસ મિત્રે કહ્યું તે પ્રમાણે, ખરેખર સાચું જ છે કે આ આશ્રમ પોંડિચેરીમાં નથી, પણ આશ્રમમાં પોંડિચેરી છે.

## માતાજીને પ્રણામ

શ્રીઅરવિંદ દર્શન આપે છે તેને આગલે દિવસે માતાજી સાધકો તથા યાત્રીઓના પ્રણામ સ્વીકારે છે. મેં માતાજીને જોયાં અને સમસ્ત અંતઃકરણથી મેં અનુભવ્યું કે જાણે તે આખા

વિશ્વનાં માતા છે. તે સાંજે મારા આનંદને સીમા ન હતી. મારામાં ઉદ્રેકભરી લાગણીઓનું પૂર ચડી આવ્યું અને જ્યારે અંતરમાંથી બીજી એક વસ્તુએ આવીને મને મારા આત્માના શાંત પ્રદેશમાં ખેંચી લીધો ત્યારે જ આ રોમાંચક અનુભવો અટક્યા. ચાઈનીસ પ્રોફેસરને પણ આવો જ અનુભવ થયો. એમનો મધુર ચહેરો આનંદથી ચમકતો હતો અને પ્રણામ પૂરા થયા ત્યાર પછી થોડી વારે પ્રેરિત થઇને બોલતા હોય તેમ તેમણે 'નમો અવલોકિતેશ્વર'નો જપ કરવા માંડ્યો. અમે બંને આશ્રમમાં સર્વત્ર વ્યાપેલા આનંદનું પાન કરતા કરતા અમારા જીવનની સુખીમાં સુખી પળો અનુભવવા લાગ્યા. થોડા દિવસ પછી મને જ્યારે માતાજીએ કૃપાવંત થઇ તેમના કમલ–ચરણ પાસે બેસવાની, તેનો સ્પર્શ કરવાની, તેમની સાથે વાત કરવાની તથા ધ્યાન કરવાની રજા આપી ત્યારે તો આવી લાગણીઓ સોસોગણી થઇને આવવા લાગી. આ યાત્રી સર્વતેજોમય એવી માતાના ચરણે બેઠો હતો. મને લાગ્યું કે જાણે આપણી આ નાનકડી પૃથ્વી ઉપર તેજની કોક આખી દુનિયા ધસમસતી ઊભરાઇ રહી છે. અને તેમાંનો દરેક પદાર્થ આ પરિવર્તન કરી નાખતા પ્રકાશના શાંત સુખદ ચમકારમાં નાહી રહ્યો છે. તેમનો અવાજ કેટલો મધુર હતો! તેમના સ્પર્શમાં કેટલું જાદુ હતું! ઉપરથી આવતી શક્તિનું દબાણ અહીં અનુભવ્યા વગર કોઇ રહી શકે તેમ નથી. પોતાનાં બાળકોને ઉચ્ચોચ્ચ ભાવિ માટે આમંત્રી રહેલી સ્વર્ગીય ભવ્યતા જ શું આ પૃથ્વી ઉપર જાણે અવતરી નથી? કોણ કહે છે કે માતાને સાઠ વરસ થયાં છે? એ તો અજર છે, અનંત યૌવનની સાક્ષાત મૂર્તિ છે. તે સાચે જ રાજરાજેશ્વરી છે, દેવાધિદેવની તે દિવ્ય સહચારિણી છે, હમેશાં પોતાનાં દુઃખી સંતાનોને અભયનું

વરદાન આપનારી છે, અને પોતાના દિવ્ય સ્મિતથી તેમને એ વરનો સ્વીકાર કરી અમર બનવા નિમંત્રનારી છે. હે માનવ! તું શું નહિ જાગે અને માતાને નહિ સાંભળે? 'સ્મરણ કરો અને સમર્પણ કરો.' આ એના શબ્દો છે. યાદ રાખો કે આપણે માતાનાં છીએ, અને આપણી જાતને સમગ્ર અને સંપૂર્ણ રીતે, તેની ઇચ્છાને અર્પણ કરતા રહીએ. આપણા બધા પ્રશ્નોનો જવાબ મળશે. આપણી બધી શોધો સફળ થશે. અને વિજય તો માગતાંવેંત જ હાથમાં આવી પડશે. માતા પોતાનાં બાળકોને સદાકાળથી કેટલી આશાઓ, કેટલો આનંદ આપતાં રહ્યાં છે! સર્વશક્તિમતી, સર્વસૌન્દર્યવતી, સર્વસ્નેહમયી આ માતાનું વદન જેણે એક વાર જોયું છે તેને પછી જગતમાં કશાનો ભય નથી. આનંદ, હે માનવ, આનંદ. માતા પધારી છે. 'માતાની ચરણપગલીએ ધરતી આનંદથી ધબકે છે!' નિશિકાન્ત કવિ સાચું જ ગાય છે.

## દર્શન-દિન

શ્રીઅરવિંદનું દર્શન એ બીજો મહાન બનાવ છે. એથી અમારાં અંતરનાં તમામ ઊંડાણો હાલી ઊઠયાં. જેમને મેં નાનપણથી પ્રેમ અને ભક્તિથી આરાધ્યા હતા તે ગુરુને મેં નજરોનજર જોયા. સ્વદેશીના દિવસોમાં જ્યારે શ્રીઅરવિંદ હુગલી જિલ્લામાં પોતાની જન્મભૂમિ કોન્નગર (જે મારી પણ જન્મભૂમિ છે) આવ્યા હતા તે દિવસોનું સ્મરણ હજી મને તાજું છે. પણ હવે તો શ્રીઅરવિંદ તે વખત કરતાં તદ્દન બદલાઈ ગયા છે. શ્રીઅરવિંદને મેં એક સિંહાસન પર બેઠેલા જોયા, આરોગ્યથી ભરેલી ભવ્ય આકૃતિવાળા, અને શ્રીકૃષ્ણની આસપાસ જે તેજ-

વર્તુળ હતું એમ કહેવાય છે તેવા તેજવર્તુળથી વ્યાપ્ત. દર્શન મેડા ઉપર થાય છે. સાધકોની હારમાં હું નીચે મારા વારાની રાહ જોતો ઊભો હતો ત્યારે મને આ તેજવર્તુળની કંઇક ઝાંખી થઇ, જાણે ભૂરા પ્રકાશનો એક ઝડપી ઝબકારો થયો અને મારી દૃષ્ટિ ઝંખાઈ ગઇ. પણ જ્યારે દર્શન થયાં ત્યારે મેં શું જોયું? એ શું માનવ આકૃતિ છે? અને જો માનવ હોય તો માનવોમાં એ પરમ માનવની, પુરુષોત્તમની આકૃતિ નથી? અને શ્રીઅરવિંદની આંખો? તેમાં કેવી ચમક હતી! મને લાગ્યું કે ગુરુની એ અગ્નિથી ભરેલી આંખો મારા શરીરની આરપાર જોઇ રહી છે, અને તેમાંનું પ્રત્યેક અણુ તેમને પ્રત્યક્ષ થઇ રહ્યું છે. એ આંખોના તેજની સામે લાંબો વખત ટકી રહેવું કઠિન છે. પણ મને સૌથી વધુ આકર્ષક તો અરવિંદની અનંત પ્રશાંતિ લાગી, જાણે તે પ્રશાંતિની જ સંપૂર્ણ મૂર્તિ તેઓ ન હોય? અને એમાં શારીરિક તત્ત્વ ક્યાં હતું? શું એ ઘન શાંત આકાર બનેલી પ્રશાંતિ જ ન હતી? સંપૂર્ણ સામંજસ્યમાં પ્રકટેલી એ શાંત નીરવતા ન હતી? પરમ આત્માના વિરાટ મૌનમાં બેઠેલો સભાન આત્મા ન હતો? પણ આંખો હારી, અને મારા હૃદયમાં થવા લાગ્યું કે શ્રીઅરવિંદમાં શક્તિનું એક એવું કેન્દ્ર છે કે જે સ્થૂલ રીતે કશું કામ નથી કરતું છતાં જેની પ્રતિ પ્રત્યેક ચીજ ખેંચાઇ રહી છે. બીજું કશું જ અસ્તિત્વમાં ન હતું, માત્ર એક નીલ તેજોમંડળમાં પાસે બેઠેલાં માતાજીના સ્મિતના ચમકારાઓના સાંનિધ્યમાં જાણે એક સત્ત્વની ઉપસ્થિતિ છે. પણ ના, ત્યાં વળી વ્યક્તિ પાછી દેખાઈ, પણ જાણે તે કોક રહસ્યમાં વીંટળાયેલી હતી. પણ એ રહસ્યનો ભેદ હમણાં તો એકલા શ્રીઅરવિંદની જ પાસે છે એમ લાગે છે.

## કોઇ પરમ રહસ્ય

શ્રીઅરવિંદ કોઇ પરમ રહસ્ય છે. એઓએ પોતે જ અનુમતિ આપી છે ત્યારે જ આપણે તેમને સહેજ સમજી શક્યા છીએ, સહેજ જ, જરાકે વધારે નહિ. દાખલા તરીકે, સ્વદેશીના યુગમાંની હિંદની જાગ્રતિમાં તેમણે આપેલો ફાળો જુઓ. તે શું મોટે ભાગે આધ્યાત્મિક પ્રકારનો ન હતો? જે હિંદની તેઓ પૂજા કરતા હતા તે તો માતા હતી, માતા શબ્દના ઉત્તમોત્તમ અર્થમાં; શક્તિ હતી, અજર અમર હિંદમૈયા હતી. રાષ્ટ્રીયતાનો તેમનો આદર્શ, ઘણાને ગમી ગયો હતો અને દેશના યુવાનોને તેમાંથી ભરપૂર પ્રેરણા મળી હતી, છતાં તે આદર્શ પૂરેપૂરો સમજાયો છે એમ નહિ કહી શકાય.

કવિ તરીકે, શ્રીઅરવિંદ માનવના વિશાળતર અને અનંત જીવનની ભાવનાને, તથા અદૃશ્ય જગતોનાં અને ભાવિ સૃષ્ટિઓનાં આશ્ચર્યોને ગાતી લયબદ્ધ વાણીના ઉદ્ગાતા છે. પ્રેમી તરીકે તેઓ જે ભવિષ્યમાં પ્રકટનારાં છે તેમને ચાહે છે. તેઓ બેશક વર્તમાનને પણ ચાહે છે. પણ તેનું કારણ એટલું જ કે તેમાંથી ભાવિ પ્રકટવાનો છે. હિંદની સંસ્કૃતિના ભાષ્યકાર તરીકે, તે હિંદના ભૂતકાળને ફરીથી નવી દૃષ્ટિથી નિહાળે છે, અને તેનાં મહાન સર્જનોના ગુપ્ત અર્થને શોધી આપે છે. યોગી તરીકે, તે પરાચૈતન્ય(supermind)ને જાણે છે અને માનવસ્વભાવને બદલવા માટે તેને પૃથ્વી પર અવતરતું નિહાળે છે. આત્મા, જીવન અને પાર્થિવતાનાં અજાણ ઊંડાણોને માપીને જેમાં માનવજીવનની ફરી રચના થવાની છે તેવા મહાન સમન્વય માટે એ ત્રણેનાં — આત્મા, જીવન અને પાર્થિવતાનાં સંગમસ્થાનો તેઓ શોધી

આપે છે. દ્રષ્ટા – પયગંબર તરીકે, તેઓ માનવના ઊજળા ભાવિનાં અચૂક વાણીમાં ઉચ્ચારણ કરે છે. એ ભાવિ એમને તો પ્રત્યક્ષ જ છે, અને તેઓ માને છે કે પૃથ્વી ઉપર માનવના વિકાસક્રમમાં એ ભાવિ અનિવાર્ય રીતે આવવાનું જ છે. તેઓ કહે છે, 'આપણે ભૂતકાળની ઉષાઓના દાસ નથી, પણ ભાવિના મધ્યાહ્નના વારસ છીએ.' પણ શ્રીઅરવિંદની સર્વોત્તમ વિભૂતિ તો ગુરુ તરીકેની જ છે. એ મહા ગુરુએ પરમ ચેતનાની પ્રાપ્તિ મેળવેલી છે, અને પોતે જ તેનું સર્વોચ્ચ આવિષ્કરણ છે. તેઓ અંધકારમાં રહેલાંની ઝળકતી મશાલ છે, તેમના પ્રેરણાદાતા છે, ભોમિયા છે, તેઓ સાધારણ માટીમાંથી મહામાનવોનું સર્જન કરનાર છે, તેમને અમરતા સધાવી આપનાર છે; તેમનું કાર્ય એક નવા માનવનું, નવી સંસ્કૃતિનું, પૃથ્વી ઉપર સ્વર્ગના નવા સામ્રાજ્યનું સર્જન કરવાનું છે.

પરંતુ, માનવને તેના જીવનપ્રવાસમાં આગળ વધવા માટે સહાય આપતાં આ વિવિધ રૂપો કરતાં પણ શ્રીઅરવિંદ મહાન છે. તેમણે લોકો આગળ પોતાની જાતને જે થોડાંક જ રૂપોમાં મૂકી છે તેદ્વારા આપણે તેમનો કેટલો ઓછો અંશ જાણીએ છીએ ? એમના જીવનનાટકમાં તેઓ જે બાહ્ય પાઠો ભજવે તેમાં તેમની અંદરનો 'સાચો માનવ' પૂરેપૂરો આવી જતો નથી. કારણ એમનું જીવન, શ્રીઅરવિંદ પોતે કહે છે તે મુજબ, 'માનવ-જાતિ જોઇ શકે તેવું સપાટી ઉપરનું નથી.' તો પછી એઓ ખરેખર શું છે ? શું તેઓ હમેશાં એક ગુહ્ય તત્ત્વ જ રહેશે, એક વિરોધાભાસ (paradox) જ રહેશે ? એનો જવાબ એમણે ક્યારનો ય આપવા માંડ્યો છે. તેમનો પોંડિચેરીનો આશ્રમ તથા તેમનાં

પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો તેમના કાર્યનાં સૂચક છે. પોતાના જીવનના તથા પોતાના જી૰ સંદેશના રહસ્યની ચાવી તેઓ ભગવાન (Divine)ની એરણ ઉપર ઘડી રહ્યા છે. જેઓ ખુલ્લી આંખે ત્યાં જશે તેઓ એ જોઇ શકશે. જેઓ ત્યાં ખુલ્લા હૃદયે જશે, તેઓ તેને અનુભવી શકશે.

દર્શન પછી થોડી વાર શાંત રહેલા ચાઇનીસ પ્રૉફેસરે ધીરે અવાજે કહ્યું, "એઓ કેટલા ય મહાન છે, આપણે કલ્પના કરી શકીએ તેના કરતાં ય અતિ મહાન છે."

## રમણીય ભૂમિ

આશ્રમ પોતે ખૂબ રમણીય છે. તેમાં વળી પાસે આવેલો સમુદ્રતટ તેને ખૂબ રમણીય કરે છે. આછાભૂરા રંગમાં રંગેલાં લગભગ પચાસેક મકાનોમાં આશ્રમ વસેલો છે. શહેરના અત્યંત સ્વચ્છ લત્તામાં આ મકાનો એક મોટો ભાગ રોકે છે. કેટલાંક મકાનને ભેગાં કરી તેમની આસપાસ દીવાલ કરી લઇને બનાવેલા એક કેન્દ્ર જેવા મકાનમાં શ્રીઅરવિંદ, માતાજી તથા કેટલાક સાધકો રહે છે. આશ્રમમાં દરેક સ્થળે આદર્શ સ્વચ્છતા છે. બધાં મકાનોને અદ્‌ભૂત રીતે સ્વચ્છ રાખવામાં આવે છે, અને તે સુઘડ અને સુંદર રહે તે માટે દરેક પ્રયત્ન કરવામાં આવે છે. મકાનોની આસપાસ મનોરમ ફૂલકયારીઓ છે. ત્યાંનાં જીવનમાં ફૂલોને ખૂબ મહત્ત્વનું સ્થાન છે. તેમનું સાધનાની જુદી જુદી કક્ષાઓમાં રહસ્યભર્યું મહત્ત્વ છે. વાતાવરણ અસાધારણ રીતે નીરવ અને શાંતિમય છે. આશ્રમને પોતાની લાઇબ્રેરી છે, વર્કશૉપ છે, બેકરી અને ગૌશાળા છે, અને તે સર્વની વ્યવસ્થા આશ્રમવાસીઓ જ કરે છે. એક એંજિનિયરિંગ વિભાગ પણ છે. સાધકોએ દોરેલાં

સુંદર ચિત્રોથી શણગારેલા એક વિશાળ ખંડમાં ભોજનશાળા છે. રાંધવાનું તથા વાસણો સાફ કરવાનું કામ આશ્રમવાસીઓ જ કરે છે. આશ્રમમાં સ્ત્રી-પુરુષો મળીને આશરે બસો સાધકો છે. તેમાં કેટલાંક પરદેશીઓ પણ છે. આશ્રમની વ્યવસ્થામાં દરેકને ભાગે કંઇ ને કંઇ કાર્ય આવે છે, કહોને કે એ દરેકની સાધનાનો ભાગ જ છે. શિસ્ત તથા વ્યવસ્થા અંગેની દરેક બાબત માતાજીના હાથમાં જ છે.

## માતાજી

માતાજીને વિષે બે શબ્દો અહીં કહેવા ઠીક પડશે. ફ્રાન્સના એક અમીર કુટુંબમાંથી તેઓ આવે છે. નાની ઉમરે તેમને આધ્યાત્મિક જાગ્રતિ પ્રાપ્ત થયેલી. અને એક સ્વપ્નથી પ્રેરાઇને તેઓ ઈ. સ. ૧૯૧૪માં પોંડિચેરી આવ્યાં અને શ્રીઅરવિંદને ગુરુ તરીકે સ્વીકાર્યા. તેઓ ઈ. સ. ૧૯૨૦થી આશ્રમમાં રહે છે અને હાલ આશ્રમની અધિદેવતા રૂપે છે. તેમના સીધા માર્ગદર્શન હેઠળ દરેક વસ્તુ અહીં ઘડાય છે. આશ્રમની વ્યવસ્થાની નાનામાં નાની વિગત ઉપર તેઓ ધ્યાન આપે છે. સાધકોને તેમની પ્રકૃતિ તથા શક્તિ પ્રમાણે આશ્રમમાં કામ સોંપવામાં આવે છે. અને તેઓ તે ખૂબ પ્રસન્નતાથી કરે છે. સાધકોને પોતાના અંગત તથા આશ્રમગત જીવનમાં, તેમની દરેક પ્રવૃત્તિમાં આનંદમય સમર્પણનો ભાવ પ્રેરી રહે છે. દરેકને આનું ભાન હોય છે. અને તેઓ કામ કરતા હોય છે ત્યારે તેમના મુખ ઉપર હમેશાં સ્મિત હોય છે. કારણ તેમને ખબર છે કે તેઓ પોતાનાં કાર્યોદ્વારા માતાજીની જ ઇચ્છાને આચરી રહ્યા છે, અથવા એમ કહેવું જોઇએ કે તેમનાદ્વારા માતાજી પોતે પોતાની ઇચ્છાને સિદ્ધ કરી રહ્યાં છે. અહીં સંપૂર્ણ શિસ્તની અંદર પણ સ્વાતંત્ર્ય વસેલું છે.

બહારનાને સહેલાઇથી ન સમજાય તેવા સિદ્ધાંતો પર આશ્રમ ચાલે છે. અહીં એકે લેખિત નિયમ નથી છતાં ઘડિયાળની ચોક્કસતાથી દરેક કામ થાય છે. ચાઈનીસ પ્રોફેસરે સાધકોને અનુસરવાના નિયમો જાણવાનો આગ્રહ કર્યો. એમના મનમાં હતું કે બૌદ્ધ સંઘના જેવા જ આ કોઈ નિયમો હશે. તેમને બધો વખત આશ્ચર્ય થયા કરતું હતું કે સાધકોના આધ્યાત્મિક જીવન માટે કે આશ્રમની વ્યવસ્થા માટે કશીય લેખિત સૂચનાઓ કે નિયમો ન હોવા છતાં બધું જ કામ આમ આટલી સરળતાથી અને ઉત્તમ રીતે કેમ ચાલી રહ્યું છે. પણ એક સાધકે આશ્રમના ધ્યેયનું રહસ્ય તેમને સમજાવ્યું. અહીં સાધકોએ પોતે ભગવાનનાં સભાન સાધન હોય તેવી રીતે વર્તવાનું છે. તેમનીદ્વારા ભગવાન જ કાર્ય કરે છે. તેમણે પોતાની જાતને શુદ્ધ કરીને તેમનાદ્વારા તથા તેમની અંદર ભગવાનને તેનું પોતાનું કાર્ય સાધવા દેવાનું છે. શ્રી નલિનીકાન્ત ગુપ્તે બહુ સરસ રીતે કહ્યું છે કે અહીં કુદરત પોતે જ યોગ કરી રહી છે, અને કુદરતને તેના પોતાના જ કાનૂનો છે, એટલે યોગમાં માણસે ઘડેલા નિયમોને કશું સ્થાન નથી. જ્યારે જ્યારે જરૂર પડે છે ત્યારે સાધનામાં માતાજીની સહાય મળી શકે છે. તેઓ સહાય કરવાને હમેશાં તત્પર છે. પણ તેઓ તેમની પોતાની રીતે જ સહાય કરે છે, સાધકે બાહ્ય રીતે તે માંગી ન હોય તો પણ, તેને તેની ખબર ન હોય તો પણ.

## સાધકોનું જીવન

સાધકોનું વ્યક્તિગત જીવન પણ બહુ ધ્યાન ખેંચે તેવું હોય છે. એમાંના ઘણા અત્યંત સુશિક્ષિતો છે. કેટલાકમાં ઘણી ઉચ્ચ

કોટિની કલા તથા સાહિત્યની શક્તિઓ છે, કેટલાક કવિઓ છે, કેટલાક સંગીતકારો છે, કેટલાક ટેકૂનિકલ કે એવી બીજી કેળવણી પામેલા છે, પણ કેટલાક સાધકો એવા પણ છે કે જેમને આ પૂર્વે કદી કશી તાલીમ મળેલી ન હતી, અથવા જેમનામાં કલા-શક્તિ નજરે ન આવી હતી છતાં તેઓ અહીં આવ્યા પછી અસાધારણ કોટિનાં ચિત્રો કે કાવ્યો લખતા થયા છે. તેઓ જ કબૂલ કરે છે કે અહીં આવ્યા તે પહેલાં તેમનામાં આવી કશી શક્તિ ન હતી. અને તેઓએ યોગની દીક્ષા લીધી તે પછી તેમને અંદરથી કોઈ પ્રેરણા કરતું જણાયું અને ઉપરથી કોઇ કૃપાળુ સહાયક તત્ત્વે તેમને મદદ કરીને ચિત્ર તથા કાવ્યનાં આ સર્જનો કરાવ્યાં છે. તેમની આગળ એક નવી સૃષ્ટિ જાણે ખુલી છે. તે સૃષ્ટિથી કેટલીક પ્રેરણાભરેલી ક્ષણોમાં તેમના મનમાં સંદેશાઓ દોડાદોડ કરતા ઊતરી આવે છે. અને તેઓ પોતે તેને રંગમાં કે લયબદ્ધ વાણીમાં મૂર્ત કરવાનું સાધન માત્ર બને છે. સાધકોમાં કેટલાક જાણીતા સંગીતકારો છે. તેમનાં મુગ્ધ કરી નાખે તેવાં ગીતોને સાંભળતાં કોક દિવ્ય રસાસ્વાદ પ્રાપ્ત થતો હતો. તે સંગીતની આધ્યાત્મિક અસર બહુ જ અચૂક હોય છે. સંગીતકાર જ્યારે ગાય છે ત્યારે જાણે તે પ્રેરિત થઇને ગાય છે. અને તેમનાં ગીતોમાં કંઈ સ્વર્ગીય તત્ત્વ છે એમાં જાણે શંકા જ નથી રહેતી. મને તથા પેલા ચાઇનીસ પ્રોફેસરને સાધકો સાથે મળવાના ઠીકઠીક પ્રસંગો પ્રાપ્ત થયા હતા. તેમનો સમાગમ ખૂબ અસરકારક અને ઉન્નત કરનાર હતો. સાધકો બહુ જ માયાળુતાથી અમારી સાથે વર્તતા હતા. તેમનાં દરેક કાર્યમાં એક જાતનો આંતરિક સ્પર્શ અનુભવાતો હતો. અધ્યાત્મને લગતા તથા સંસ્કૃતિને લગતા અમારા પ્રશ્નોના તેમણે આપેલા જવાબો

ખૂબ પ્રકાશ ફેંકનારા હતા.

આશ્રમમાં એક જ વાર બધા સાધકો મળે છે. તે છે સાંજનું ધ્યાન. શ્રીઅરવિંદ જે જગ્યાએ માળ ઉપર રહે છે તેની બરાબર નીચેના ભાગમાં એક અલગ ખંડ આ માટે રાખેલો છે. ત્યાં રોજ સાંજે સાધકો ભેગા થાય છે. અને માતાજીની હાજરીમાં ત્યાં લગભગ પોણો કલાક શાંતિથી ધ્યાન કરે છે. તે વેળા સંપૂર્ણ શાન્તિ હોય છે. અને આસપાસ જાણે એક શક્તિ ત્યાં સ્ફુરાયમાણ થઈ રહી હોય એવું લાગે છે.

આ આશ્રમ કુતૂહલપ્રેમીઓ માટે નથી. તેમ જ આરામ કે નિવૃત્તિ શોધનારાઓ માટે પણ નથી. જેમને અંતરમાં સાદ થયો હોય છે તેમને જ અહીં આવવા દેવામાં તથા રહેવા દેવામાં આવે છે. કારણકે, આપણે એ ધ્યાનમાં રાખી લઇએ કે આ સ્થળ ભગવાનની સંપૂર્ણ દોરવણી અને યોજકતા હેઠળ થઈ રહેલા નવજીવનની સાધનાનું કેન્દ્ર છે. ભાવિનાં મહાન કાર્યો માટે ભગવાન અહીં પોતાનાં સાધનોને સંપૂર્ણ કરી રહ્યા છે. અને જેઓ પહેલેથી થોડીક આંતરિક તૈયારી લઇને એ દિવસ માટે પણ ત્યાં જાય છે તેમને પણ આશ્રમની દરેક વસ્તુમાં આનાં અચૂક ચિહ્નો દેખાઇ આવે છે. એ આનંદની વાત છે કે આજે હિંદમાં અને પરદેશમાં એવા માણસો છે, અને જેમની સંખ્યા વધતી જાય છે, કે જેઓ શ્રીઅરવિંદના સંદેશના ગહનતર રહસ્યને સમજવા લાગ્યા છે. પરંતુ બીજી દુઃખની વાત એ પણ છે કે શ્રીઅરવિંદ વિષેના પોતાના ઉપરછલ્લા જ્ઞાનથી તેમને તથા તેમના કાર્યને હલકું પાડનારા માણસો પણ છે. આધ્યાત્મિક મૂલ્યોનો ઇનકાર કરી, પોતાના આત્માનું દારિદ્રય પ્રકટ કરનાર માનવ માટે જગતમાં

એથી વધુ બીજી કોઇ વિપત્તિ નથી. માનવજાતિને અજ્ઞાન અને અપૂર્ણતામાંથી છોડવવાને શ્રીઅરવિંદ જે કાર્ય કરી રહ્યા છે તેમાં એમને અંગત લાભ કશો છે જ નહિ. માનવજાતિ જો તેમનું નહિ સાંભળે તો તેમને તો કશું જ ગુમાવવાનું નથી. પણ માનવ-જાતિ જો પોતાના અહંને બાજુએ મૂકી, શ્રીઅરવિંદ પાસે પ્રેમ, નમ્રતા અને શ્રદ્ધાથી જશે તો તેને અનહદ લાભ થવાનો છે.

પોતાની તપસ્યામાં વિજય મેળવવા માટે શ્રીઅરવિંદે જે અવિરત સાધના કરેલી છે તેમાં તેમને કેવાં ગજબ વિઘ્નોની સામે થવું પડયું છે તેની આપણને કશી ખબર નથી. એ તપસ્યાનું સાક્ષી એવું મકાન હજી પણ આશ્રમમાં છે. એ મકાનના એક ખૂણામાં પુરાઈને, દિવસોના દિવસ, મહિનાના મહિના, અને વરસોનાં વરસ લગી, પોતાને પરમાત્મદર્શન ન થયું ત્યાં સુધી શ્રીઅરવિંદે અચળ રીતે પોતાની ખોજ ચાલુ રાખી હતી. ઇ. ૧૯૨૪માં શ્રીઅરવિંદ સાથે કવિવર રવીન્દ્રનાથની મુલાકાત થઈ હતી. ત્યારે કવિવરે કહેલું કે હું શ્રીઅરવિંદના સંદેશની રાહ જોઈ બેઠો છું. એ સંદેશ અપાઇ ગયો છે, એ શબ્દ ઉચ્ચારાઇ ગયો છે. હવે માનવજાતિએ આવી તેને ગ્રહણ કરવાનો છે ને સુખી થવાનું છે.

## સાધનાની શક્યતાઓ

જગતના ઇતિહાસમાં સૌ પહેલાં હિંદ જ અનંતની શોધ માટે નીકળી પડયું છે. એ શોધ ચાલુ જ રહી છે, અને તેના વિજયો પણ ચાલુ જ છે. તેમ છતાં લાંબો વખત હિંદના જીવનનું ખમીર ટકી ન રહ્યું. તેની પડતીનાં અનેક કારણોમાં એ પણ એક કારણ છે કે તેણે ભૌતિક મૂલ્યોને 'માયા' ગણીને

તરછોડી નાખ્યાં, અને સ્થૂલ તત્ત્વ (matter) પણ બ્રહ્મ છે અને તેને આત્મામય બનાવવામાં જ તેનું પરમ સાફલ્ય છે એ ઋષિમંત્રનું સાચું રહસ્ય તેના હાથમાં ન આવ્યું. તેથી પોતાના ભાવિનું નવવિધાન કરવા માટે હિંદને માટે આજે એ જરૂરી છે કે પોતાના જીવનને શુદ્ધ કરવાનાં અને તેને સંપૂર્ણતાની કોટિએ લઇ જવાનાં સાધનો શોધી કાઢવાં. શ્રીઅરવિંદે આત્મા અને જડ તત્ત્વ–સ્થૂલનું અદ્વૈત પ્રત્યક્ષ કર્યું છે. અને પોતાના યૌગિક દર્શનમાં જોયું છે કે સ્થૂલ તત્ત્વ અને આત્માના સમન્વયને માનવના અંતઃકરણમાં સિદ્ધ કરવા માટે એક શક્તિ પૃથ્વી ઉપર ઊતરી રહી છે. અત્યારે જે રૂપે આપણું જીવન, મન અને શરીર છે તે રૂપમાં ભગવાનનો આવિષ્કાર થઇ શકે તેમ નથી. માટે તેને પેલી શક્તિની મદદથી પરિવર્તિત કરવાનાં છે. શ્રીરામકૃષ્ણ કહેતા હતા કે, 'પિત્તળનાં વાસણને માંજવાની જરૂર પડે છે, સોનાનાંને નહિ.' તેજ મુજબ જો માણસ એ શક્તિ તરફ સાધનાદ્વારા પોતાની જાતને ખુલ્લી કરી શકે અને સોનું થઈ જાય, તો પછી તેની પાર્થિવ પ્રકૃતિ તેને કદી વળગી રહેવાની નથી. કારણ તે પણ બદલાઇ ગઈ હશે, અને પછીથી તે ભગવાન માટે યોગ્ય વાહન બની રહેશે. શ્રીઅરવિંદની તેજસ્વી વાણીમાં કહીએ તો: "આપણા યોગનું એક માત્ર લક્ષ્ય એ છે કે આપણે એવી રીતે આંતરિક વિકાસ સાધવો કે જેથી જતાં જતાં અમુક કાળે સર્વમાં તે એકનું દર્શન થાય અને માનસિક ચેતના કરતાં પણ એક ઊંચી કોટિની આધ્યાત્મિક મનસાતીત ચેતના આપણામાં વિકસે કે જે માનવસ્વભાવને બાળી નાખી તેને દિવ્ય રૂપનો કરે." શ્રીઅરવિંદ માને છે, કે "આપણે અત્યારે જે અજ્ઞાનમય જીવન જીવીએ છીએ તેના જ એક ઉચ્ચ પરિણામ રૂપે તથા

આપણાં મંથનોના વળતર રૂપે જ દિવ્ય જીવનનો આવિર્ભાવ શક્ય છે એટલું જ નહિ, પણ કુદરતના વિકાસોન્મુખ પ્રયાસોમાં એ દિવ્ય જીવન જ અનિવાર્ય પરિણામ રૂપે અને સાર્થક્ય રૂપે આવવાનું છે કુદરતે પ્રાણીઓની જીવતી પ્રયોગશાળામાં માણસને નિપજાવ્યો છે. હવે એ માણસની વિચાર કરી શકતી અને સજીવન પ્રયોગશાળામાં, તેના સભાન સહકારથી, પરમ માનવનું – પ્રભુનું ઘડતર કુદરત કરી રહી હોય એ પણ સંભવિત છે." વળી શ્રીઅરવિંદને ખાતરી છે કે "માણસના ચિત્ત સમક્ષ આજે સૃષ્ટિની મહત્તાનું દર્શન ખૂબ વિશાળ રૂપે પ્રકટ થતું જાય છે. જીવનનો ચમત્કાર, માનવનું સ્વરૂપ અને માનવમાં તથા વિશ્વમાં વસેલા આત્મતત્ત્વનું રહસ્ય તેને હવે સમજાવા લાગ્યું છે." આ રીતે માનવજાતિ શ્રીઅરવિંદના ધ્યેયની સિદ્ધિ માટે તૈયાર બની રહી છે. તેઓ કહે છે, "માનવજાતિની આદિમાં આદિ ઝંખના તે છેવટમાં છેવટની ઝંખના પણ છે. માનવજાતિ પ્રભુ, પ્રકાશ, સ્વાતંત્ર્ય અને અમરતા માટે ઝંખી રહી છે. પશુ જેવી અને અહંતામય ચેતનામાંથી પ્રભુનું જ્ઞાન મેળવવું, પ્રભુને પ્રાપ્ત કરવો અને પ્રભુરૂપ થઇ જવું, આપણી ધૂંધળી અજ્ઞાન શારીરિક મનોમયતાને સાર્વત્રિક મનસાતીત જ્ઞાનમયતામાં ફેરવી નાખવી; આજે ઘડપણ, શારીરિક દુઃખો અને લાગણીઓની વેદનાઓથી ઘેરાયેલા જીવનમાં માત્ર ક્ષણિક તૃપ્તિઓનો જ સંભવ છે, તેમાં શાંતિની તથા સ્વપ્રતિષ્ઠિત પરમાનંદની સ્થાપના કરવી; યાંત્રિક જરૂરિયાતોના સમૂહ જેવા લાગતા આ જગતમાં એક નિરવધિ સ્વાતંત્ર્યની સ્થાપના કરવી; મૃત્યુ અને સતત પરિવર્તનોને વશ એવા શરીરમાં અમર જીવનને શોધી કાઢવું અને સિદ્ધ કરવું;—આ બધું આપણી આગળ સ્થૂલ ભૂમિ ઉપર પ્રભુના આવિષ્કાર રૂપે રજૂ કરવામાં

આવે છે, અને આ પૃથ્વી ઉપર કુદરતના પોતાના વિકાસનું લક્ષ્ય પણ આ જ છે.

માનવજાતિની આ ઝંખના પૂર્ણ થવાની જ છે એમ શ્રીઅરવિંદ આજે વચન આપી રહ્યા છે. તેમણે આનો માર્ગ આંકી કાઢયો છે. એ છે ભગવાનને આત્મસમર્પણ કરી સાધવાનો પૂર્ણયોગ. એદ્વારા માણસ પૃથ્વી ઉપર પોતાનું ઉત્તમોત્તમ સ્વરૂપ પ્રાપ્ત કરશે. આ શું માનવજાતિ વિષે તથા તેના ભાવિ વિષે તેમણે કહેલી તેવી છેલ્લામાં છેલ્લી સ્થિતિ નથી? અને તેમનો સંદેશ માનવજાતિને તેના ગુરુઓ તરફથી મળેલો મહાનમાં મહાન સંદેશ નથી?



સં. ૧૯૯૬ના આશ્વિન માસના 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ થએલો.

# શ્રીઅરવિંદ

## [એક યાત્રીની વંદના]

(લેખક : પ્રો. તાન-યુન-શાન)
(ચીના-ભવનના સંચાલક, શાંતિનિકેતન, બોલપુર)

હું ભારતનો યાત્રી છું. પરંતુ બીજા યાત્રાળુઓની માફક હું ભારતને પરભૂમિ નહિ પણ બીજી માતૃભૂમિ જ ગણવા લાગ્યો છું. ખરે જ! ભારતમાં રહેલી મા અતીવ માયાળુ અને મહાન છે. મારે માટે તો દુનિયામાં ભારત એક એવો દેશ છે જ્યાં મનુષ્યે સર્વદા એવા ઉચ્ચતમ આધ્યાત્મિક પ્રયત્ન ઉઠાવ્યા છે, જેનાં ફળનો માનુષી વિચારના ઇતિહાસમાં જોટો નથી.

મારા ભારતના નિવાસ દરમ્યાન ભારતના અંતરાત્માના પ્રદીપને પ્રજ્વલિત રાખનારા તેના પ્રતિનિધિ પુત્રોને મળવાનું અને તેમને પ્રેમસન્માનની મારી નમ્ર ભેટ અર્પણ કરવાનું મેં હમેશ નક્કી કરી રાખ્યું છે. તેથી જ્યારે મારા માનવંતા મિત્ર અને સોબતી પ્રો. શિશિરકુમાર મિત્રની સોબતમાં ઇ. સ. ૧૯૩૯ના નવેમ્બરમાં પોંડીચેરી જવા અને **ભારતના મહાયોગી** શ્રી-અરવિંદને મારી ઊંડામાં ઊંડી **સન્માન** વંદના અર્પણ કરવા હું શક્તિમાન થયો ત્યારે હું બહુ જ સુખી થયો.

વાણી જ્યાં પહોંચે નહિ એવા ઊંડા ભાવથી ભર્યા હૃદય સહિત હું પોંડિચેરીથી પાછો ફર્યો. ત્યાં મેં જે જોયું અને અનુભવ્યું તે

ઉપરથી મારો નિશ્ચય થયો છે કે માણસના આધ્યાત્મિક સિદ્ધિના ઇતિહાસમાં અપૂર્વ અને માનવના અંતરના પુનરુદ્ધારની ફિલસૂફીનો જે હેતુ તે પરિપૂર્ણ કરવાની ખાત્રી આપતી જીવનની વ્યવહારિક ફિલસૂફી શ્રીઅરવિંદે વિકસાવી છે. શ્રીઅરવિંદનું પ્રબળ સ્વત્વ અને વિશાળ જ્ઞાન માનવજાતિની મોટામાં મોટી સંપત્તિ છે. માનવજાતિ શ્રીઅરવિંદના મીશનને – જીવનકાર્યને જાણતી થાય ત્યાંલગી તેઓ પોતાની પ્રેરક અસર વિસ્તારવાનું ચાલુ રાખે એવી મારી આશા અને પ્રાર્થના છે.

આશ્રમની માતા એટલી બધી મધુર છે! એ શક્તિ પણ છે એ પણ માણસને લાગ્યા વિના રહેતું જ નથી. એમની સાથે વાત કરતાં મને એમ જ લાગ્યું કે જાણે હું મારા અત્યંત નિકટના આત્મીય સાથે વાત કરી રહ્યો છું. ખરે જ તે સર્વની મા છે અને આશ્રમમાં હરેક ચીજ એની પાધરી દોરવણી નીચે જ ઘડાય છે. ત્યાં લેખિત સૂચના કે નિયમો નથી, છતાં જે ભક્તિ, નિયમન અને વ્યવસ્થાપૂર્વક દરેક આશ્રમવાસી સ્વકર્તવ્ય બજાવે છે તે આશ્રમની વિલક્ષણતા દેખાડી આપે એટલાં આશ્ચર્યકારક છે. વાતાવરણ શાંતિ અને સંવાદભર્યું છે. હું એમ કહેવા ચાહું છું કે આશ્રમમાંથી શાંતિ ઉભરાય છે અને તે આખા પોંડિચેરી શહેરમાં વ્યાપી જાય છે. આશ્રમવાસીઓ પોતાનું કાર્ય એક પ્રકારની પ્રેરણા નીચે કરતા લાગતા. એમની મારા પ્રત્યેની માયા હું ભૂલીશ નહિ. એઓમાં કવિઓ, લેખકો, કલાકારો, ઇજનેરો અને વૈજ્ઞાનિકો છે. દરેકને પોતાની વિશિષ્ટ પ્રતિભા વિકસાવવાની પૂર્ણ છૂટ છે. કેટલાક આશ્રમવાસીનાં દોરેલાં ચિત્રો અને ગાયેલાં ગીતો ઉતમ જાતનાં છે. શ્રી. દિલીપકુમારની માયા તો હું સદા

પ્રેમ અને ભાવથી સંભાર્યા જ કરીશ. તેમણે ગાયેલાં ભાવસંચારી ગીતોની આત્મોદ્દીપકતા મને ઘણી જ લાગી હતી. આશ્રમ નવા જીવનનું કેન્દ્ર છે અને એનું ભાવિ મહાન છે એની મને ખાત્રી છે.

શ્રીઅરવિંદના સંદેશ જેવા સંદેશની જગતને ઘણી જ જરૂર છે. જીવનના આધ્યાત્મિક મૂલ્યની બિલકુલ ઉપેક્ષા કરીને ભૌતિક મહત્ત્વાકાંક્ષા સંતોષવા પર અનન્યભાર માણસે આપ્યો છે, જેના પરિણામે અજ્ઞાન અને અનર્થના ખરાબમાં ખરાબ બળોનો તે દુઃખદ ભોગ બનેલો છે. આત્મભાવના મૂલ્યમાં માણસની શ્રદ્ધા શ્રીઅરવિંદનો યોગ પુનઃ ચેતાવશે એવી મારી આશા છે અને એ રીતે એને આથીએ મોટી આપત્તિમાંથી ઉગારશે. માનવને જાગવા માટે હજીએ વખત છે.

# શ્રીઅરવિંદનો અનેરો પ્રવૃત્તિવાદ

## [માનવજીવનમાં પ્રભુતાનો પ્રકાશ પ્રકટાવવાને મથતા મહર્ષિ શ્રીઅરવિંદ]

**આ પણા** દેશના ઘણા લોકોને વિચાર આવે છે કે આ અરવિંદ પોંડિચેરીમાં બેસી બેસીને શું કરતા હશે? લોકોના મનમાં તેમના કાર્ય વિષે ઘણો ભ્રમ પ્રસરેલો છે. કેટલાક શ્રીઅરવિંદને ધ્યાનમાં ડૂબી ગયેલા જણાવે છે. પણ એવાં કાર્યોમાં શ્રીઅરવિંદ રોકાયેલા છે જ નહિ. પ્રથમ તો (૧) તેઓ 'નિવૃત્તિ-પરાયણ ધ્યાન કે (૨) કોઇ સંપ્રદાયનું પ્રચારકાર્ય કરવામાં કે (૩) સાધારણ માન્યતા મુજબના અર્થ પ્રમાણે ધ્યાન કે પ્રાણાયામમાં રોકાયેલા નથી. વળી તેઓએ ભાગ્યે જ એમ જાહેર કરેલું છે કે કર્મ ઠીક છે, પણ મારો યોગસંપ્રદાય કાંઇક વધારે ઊંચો અને સારો છે. આવા લોકો મિથ્યા ભ્રમના મૃગજળમાં સપડાયેલા છે. તેઓ શ્રીઅરવિંદ વિષે વાત કરતાં કોઇ જૂના આધ્યાત્મિક સંપ્રદાયનો ખ્યાલ કરે છે, પરંતુ તેમણે જાણવું જોઇએ કે શ્રીઅરવિંદનાં ઉપદેશ અને સાધનાનો એક ધ્યાનમંત્ર પ્રાચીન અને પતિત ભારતનાં અચેતન અને જીવનને તરછોડનાર નિવૃત્તિ, ચમત્કાર, યતીવાદ અને મઠના વાડાઓનો નાશ કરવાનો છે. માત્ર ચિંતનમાં ડૂબી જવું એ નબળાઈની નિશાની છે, અને શ્રી. બુદ્ધદેવ નબળા અને શ્રી. શંકર નામર્દ હતા એવું ઉચ્ચારવાની શ્રીઅરવિંદે ધૃષ્ટતા કરી નથી. આટલે સુધી તો શ્રીઅરવિંદ શું નથી કરતા એ આપણે વિચાર્યું. હવે આપણે વિચારીએ કે શ્રીઅરવિંદ કરે છે

શું? શ્રીઅરવિંદ કુદરતની જીત માટે યુદ્ધ કરી રહ્યા છે. આ કુદરત એટલે શું? તેના ઉપર કેવા પ્રકારની જીત મેળવવાની છે, કેવા પ્રકારનું યુદ્ધ કરવામાં આવે છે, આ યુદ્ધ માટે કેવાં સાધનો અને સાહિત્યની જરૂર પડે છે વગેરે તપાસીએ. ચતુર સેનાપતિ આ સર્વ વસ્તુઓનો પ્રથમથી વિચાર કરી પોતાનો યુદ્ધ-વ્યૂહ રચ્યા પછી જ રણક્ષેત્રમાં ઊતરે છે. યુરોપીય વિજ્ઞાન કુદરતને એક રીતે જીતે છે. કેટલાંક ક્ષેત્રોમાં તો તેણે કુદરતનાં સ્થૂલ સ્વરૂપો ઉપર અદ્દ્ભુત વિજયો પ્રાપ્ત કર્યા છે, પરંતુ આ જીત કુદરત ઉપરની નહિ, પરંતુ તેનાં બાહ્ય સ્વરૂપો ઉપરની છે. તે માનવતાના ખરા જીવનને – જીવનનાં મૌલિક તત્ત્વોને ભાગ્યે જ સ્પર્શે છે. માનવતાના ભવિષ્યમાં કે તેના અસ્તિત્વમાં તેણે કાંઇ જ મહત્ત્વની ઉત્ક્રાંતિ સાધી નથી. જીવનનાં મુખ્ય બળો, રોગ, મૃત્યુ, કાળ, લોભ, કામ, ઇર્ષ્યા, માનવમાં રહેલો પશુભાગ તેમ જ બધાં અંધકાર રૂપ પ્રાથમિક અજ્ઞાની બળો કે જે માનવસ્વભાવ અને માનવસમાજના મૂળમાં રહેલાં છે તે કુદરતનો મુખ્ય ભાગ છે. માનસિક સૃષ્ટિમાંથી ઉપર જતાં આપણને એક અર્ધપ્રકાશિત ભાગ પ્રાપ્ત થાય છે, જ્યાં અસત્ય સત્ય સ્વરૂપે, દુષ્ભાવો સાચા ભાવો તરીકે અને ધૂનો આદર્શોરૂપે પ્રતીત થાય છે. આધુનિક મનુષ્યજીવનનાં ત્રણ અંગો છે: (૧) શરીર (૨) મન અને (૩) ચેતનાત્મક જીવન યાને પ્રાણ. એ જ યુદ્ધનાં ક્ષેત્રો છે. તેમાં જ વિજયો મેળવવાના છે. પ્રાચીનો જેને અધમ જીવન કહેતા, જે માનવને હલકા ધર્મમાં – અપૂર્ણ જીવનમાં ઘસડી જાય છે અને જેનું પહેલાં અને અત્યાર સુધી માનવજીવન બનેલું છે એ જ આ ઊતરતા પ્રકારની કુદરત. ગમે તેટલું સતત કાર્ય, ભલે ગમે તેટલું નિષ્કામ રીતે થયેલું હોય છતાં તે પ્રાચીન કાળથી ઊતરી

આવેલા કુદરતના માર્ગમાંથી કુદરતને અણુમાત્ર પણ ખસેડવાને સમર્થ નથી. માનવસ્વભાવ અને માનવસમાજ આજ ઊતરતા પ્રકારની કુદરત ઉપર રચાયેલાં છે, અને તેનાદ્વારા ચાલે છે. તેનાં સ્થૂલ અંગપ્રત્યંગોમાં ગમે તેટલા ફેરફાર કરવામાં આવે તો પણ માનવનો મૂળ અને સાધારણ સ્વભાવ ભાગ્યે જ બદલાશે. પૃથ્વીને તેના ગ્રહપથમાંથી (કુદરતને ખસેડવી એ એના કરતાં પણ વધારે કઠણ છે) બીજા સ્થાને ગબડાવી પાડવી હોય તો પૃથ્વીની બહારના કોઇ ઉચ્ચાલનના ટેકાથી જ થઈ શકે.

શ્રીઅરવિંદે મનુષ્યજીવનની ફરજોમાંથી ભાગી જવાનું અથવા શાંત અને સનાતન નિર્જીવતામાં ડૂબી જવાનું કોઇ દિવસ કહ્યું જ નથી. તેમના મત પ્રમાણે જીવનનું ધ્યેય, જીવનપ્રદીપ શાંત કરવાનું નથી; સાથે સાથે એ પણ જાણવું જોઇએ કે શ્રીઅરવિંદ હાલના અનુક્રાંત જીવનથી જ સંતોષ પામી તેમાં સારામાં સારી જીંદગી ગાળી શકાય એમ પણ માનતા નથી. પહેલો માર્ગ જો અંધકૂપ હોય તો બીજો પણ દુષ્ટ છે – બંને ખોટે રસ્તે દોરે છે.

શ્રીઅરવિંદની સાધના સાધારણ કુદરતથી પર એવી એક મહાશક્તિ (કહો કે ઉચ્ચાલનના ટેકા)ની ધારણાથી શરૂ થાય છે. આ મહાશક્તિ પર હોવા છતાં સાધારણ કુદરત ઉપર સંપૂર્ણ સત્તા ધરાવે છે. પ્રથમ તો મનુષ્યના આત્મામાં એક નવું જ ચૈતન્ય શોધી કાઢવાની અને પ્રકટાવવાની જરૂર પડે છે. તે પોતાની શક્તિથી અને કાર્યથી માનવસ્વભાવને તદ્દન બદલી નાખવાનું રૂપાંતર કરવાને સમર્થ છે. અત્યારે તો માનવતા ઉપર અસુરોનું સામ્રાજ્ય વ્યાપેલું છે. માણસે જ પોતાના જીવનને આસુરિક બનવા દેવામાં સ્હેજ પણ ચૂંચાં કરી નથી. અસુરોને હાંકી મૂકી માનવતા ઉપર દેવોનું સામ્રાજ્ય પ્રકટાવવાની જરૂર

છે. તે પ્રચંડ કામ છે. કોઈ એને અશક્ય માને, પરંતુ તે શાંતવૈરાગ્યવૃત્તિથી ક્યાંયે દૂર છે. શ્રીઅરવિંદ એકાંતમાં છે, પરંતુ એ એકાંત માત્ર હાલની બહારની ચળવળોના બાહ્ય સ્વરૂપમાંથીજ અને તેની કર્મણ્યતામાંથી છે. નહિ કે જીવનનાં બળો અને સાચા કામમાંથી. પોતાની આત્મશક્તિમાં નિમજ્જન થઈ નવું જ ક્રિયાત્મક ચૈતન્ય પ્રકટાવવાનો પ્રયત્ન કરનાર દરેકને આવી એકાંતની જરૂર હોય છે. આ ચૈતન્ય મૌલિક બળો, મૌલિક સત્યો અને વસ્તુઓના મૂળ સ્વરૂપનું મુખદ્વાર છે. અહીં જ બધી વાસ્તવિક શક્તિઓ જન્મે છે અને ઘડાય છે. ટૂંકાણુમાં આ શક્તિની શોધ પૃથ્વી ઉપર અનંત કાર્યશક્તિ(Power house)નું પ્રભવસ્થાન પેદા કરવા અર્થે અને તે શોધીને તેને માનવજીવનને ચરણે સમર્પણ કરવા માટે છે. ખરું જોતાં શ્રીઅરવિંદનો માર્ગ તો નવી આવનાર **મહાશક્તિનું** કેન્દ્ર છે. હમણાં બહારના જગતમાં તો તેની વિસાત ઘણી ઓછી છે. ભૌતિકશાસ્ત્રોના પ્રયોગમાં જેમ નવી શક્તિ શોધાયા પછી પ્રયોગશાળામાં તેની પૂરેપૂરી અજમાયેશ કરવી પડે છે, તેવી જ રીતે આ કાર્ય પણ અત્યારે પ્રયોગશાળામાં અને સંકુચિત કાર્યક્ષેત્રમાં અજમાયેશ રૂપે છે. એમ માનવું એ તો ભૂલ છે કે તેના તરફથી મોટી ચળવળ ચલાવવામાં આવે છે, અથવા તેની અંદર માણસોની ભરતી માટે માગણીઓ કરવામાં આવે છે. માત્ર જેમના આંતરમાં નાદ ઊઠતો હોય અને જેમને એ દિવ્યશક્તિનું આકર્ષણ થતું હોય તેઓને જ આ મહાન પ્રયત્નમાં સેવા કરવાનું, મહાશક્તિનો અદ્દભુત સાક્ષાત્કાર કરવાનું, તેના પ્રાથમિક સાધન તરીકે વપરાવાનું અને તેના આદ્ય કાર્યદ્રષ્ટાઓ થવાનું સદ્દભાગ્ય સોંપડેલું છે.

તા. ૨ : ૨ : '૨૯

# દર્શને જનારને

શ્રીઅરવિંદનાં દર્શને જવા સારૂ ગુજરાતીઓમાં જિજ્ઞાસા વધતી જાય છે. નવા જિજ્ઞાસુઓને માર્ગદર્શન કરવા માટે નીચેની વિગતો જાહેર કરવામાં આવે છે.

શ્રીઅરવિંદનાં દર્શને જવા ઇચ્છનારે સૌથી પ્રથમ દર્શન માટે રજા મેળવવી પડે છે. શ્રીઅરવિંદાશ્રમનાં સંચાલક શ્રીમાતાજીને એ બાબતની અરજી કરવી જોઇએ. નીચેને સરનામે પત્ર લખવો:

"શ્રીમાતાજી – આશ્રમ – પોંડીચેરી (દક્ષિણ હિંદ)"

રજા મેળવ્યા સિવાય દર્શનાર્થે જનાર ઘણી વખત નિરાશ થઈ પાછા આવે છે. શ્રીઅરવિંદ વરસમાં ફક્ત ત્રણ વખત દર્શન આપે છે: (૧) તા. ૧૫મી ઑગસ્ટ, શ્રીઅરવિંદનો જન્મદિન, (૨) તા. ૨૪મી નવેમ્બર, શ્રીઅરવિંદનો સિદ્ધિદિન, (૩) તા. ૨૧મી ફેબ્રુઆરી, શ્રીમાતાજીનો જન્મદિન.

## રસ્તો

મુસાફરી લાંબી હોવાથી મુંબાઇથી એક્સપ્રેસ અથવા મેલ ગાડી પસંદ કરવી ઠીક છે. મુંબાઈ, બોરીબંદર (વિકટોરિયા ટરમિનસ્) સ્ટેશનથી મદ્રાસ એક્સપ્રેસ બપોરના ૨ાા વાગ્યે ઊપડે છે, તે બીજે દિવસે સાંજે ૫–૩૫ વાગ્યે, ૨૭ કલાકે મદ્રાસ સેન્ટ્રલ સ્ટેશને ઉતારે છે, જ્યારે મેલ ગાડી રાતના ૧૦ વાગ્યે ઊપડે છે તે ૩૨ કલાકે ત્રીજે દિવસે સવારના ૬ વાગ્યે ઉતારે છે.

શહેરમાં ઊતરવાની સગવડ ન હોય તો સેન્ટ્રલ સ્ટેશન સામે જ પરમાનંદદાસ ધર્મશાળા છે, ત્યાં મુકામ કરી શકાય છે. શહેરમાં શાહુકારપેંઠમાં ગુજરાતીઓ માટે ખાસ ધર્મશાળા પણ છે. આગળ મુસાફરી માટે ઈ. આઇ. રેલ્વેના ઇગ્મોર સ્ટેશને જવું પડે છે. રીક્ષા અથવા બળદગાડી(ઝટકા)માં બેસી ત્યાં જવાય છે. ઇગ્મોર સ્ટેશનથી રાતના ૯–૪૦ વાગ્યે ત્રિવેન્દ્રમ ફાસ્ટ ઉપડે છે. તેમાં ઠેઠ પોંડિચેરી સુધી જતો ડબ્બો લગાડેલો હોય છે. રાતના ૨–૩૦ વાગ્યે ગાડી વીલુપૂરમ્ જંક્શને પહોંચે છે. સામે જ પોંડિચેરી જતી શટલ ટ્રેન ઊભી હોય છે, તેને તે ડબ્બો લગાડાય છે. આ ટ્રેનથી સવારના ૬–૬ વાગ્યે પોંડિચેરી પહોંચાય છે.

એક બીજો રસ્તો પણ છે. મદ્રાસ ન ઊતરવું હોય તો આ રસ્તો ઠીક પડે છે. મદ્રાસથી ત્રીસેક માઈલ પહેલાં આર્કોનમ્ નામનું સ્ટેશન આવે છે. મદ્રાસ એક્સપ્રેસ અહીં બપોરના ૪–૧૬ વાગ્યે આવે છે. અહીંથી રાતના ૭–૫૮ ઊપડતી ચીંગલપેટમ્‌ની ગાડીમાં બેસવાથી રાતના ૯–૫૫ વાગ્યે ત્યાં પહોંચાય છે. અહીં ગાડી બદલવી પડે છે. રાતના ૧૦–૬ વાગ્યે ઊપડતી ઈન્ડો-સીલોન ( Indo-cylon ) એક્સપ્રેસમાં બેસવાથી રાતના ૧૨–૧૮ વાગ્યે વીલુપૂરમ્ પહોંચાય છે. ફરી અહીં ગાડી બદલવી પડે છે. વીલુપૂરમ્‌થી સવાચાર વાગ્યે પોંડિચેરી માટેની ગાડી ઊપડે છે, તે સવારે ૬–૬ વાગ્યે પોંડિચેરી ઉતારે છે.

મદ્રાસ-મેલ સવારના ૪–૯ વાગ્યે આરકોનમ્ આવે છે. સવારના ૬–૧૦ વાગ્યે ત્યાંથી ચીંગલપેટમ્‌ની ગાડી ઊપડે છે. જે ચિંગલપેટમ્ ૮–૩૫ વાગ્યે પહોંચાડે છે. અહીં પ્લેટફોર્મ

બદલવું પડે છે. ચીંગલપેટમ્‌થી વીલુપૂરમ્ ૧૧ાા વાગ્યે પહોંચાય છે. ત્યાંથી પોંડિચેરી જનાર ગાડીમાં બેસવાથી બપોરે દોઢ વાગ્યે પોંડિચેરી ઊતરાય છે.

મદ્રાસમાં ન રોકાવું હોય તો મુંબાઇથી જ પોંડિચેરીની ટિકિટ કઢાવવી. પોતાના નજીકના રેલવે સ્ટેશનથી પણ સીધી ટિકિટ કઢાવી શકાય છે.

મુંબાઇથી મદ્રાસનું ત્રીજા વર્ગનું ભાડું રૂા. ૧૫–૯–૦ અને ઇન્ટર વર્ગનું રૂા. ૨૮–૧૪–૦ છે. મુસાફરી લાંબી હોવાથી ઇન્ટરમાં બેસનારને ત્રાસ ઓછો પડે છે. મદ્રાસથી પોંડિચેરીના ત્રીજા વર્ગના રૂા. ૨–૧૨–૦ થાય છે. અર્થાત્, મુંબાઈ (V. T)થી પોંડિચેરીના ત્રીજા વર્ગના રૂા. ૧૮–૫–૦ થાય છે. મદ્રાસથી આગળ ( E. I. Rlyમાં) ઇન્ટર વર્ગ નથી.

મુસાફરીની વિશેષ માહિતી માટે M. S. M. અને S. I. રેલ્વેની ગાઇડ બોરીબંદર સ્ટેશનેથી લઇ શકાય. કિંમત દરેકના આશરે બે આના.

## જકાત

પોંડિચેરી ફ્રેન્ચ સંસ્થાન અને દરિયાકિનારે આવેલું, ફ્રેન્ચ-હિન્દનું પાટનગર છે. વીલુપૂરમ્ અને પોંડિચેરીની વચમાં ચીદંબરમ્ નામનું સ્ટેશન આવે છે. ત્યાં બ્રિટિશ જકાતખાતાની ઑફિસ આવે છે. પોંડિચેરીથી પાછા ફરતી વખતે અહીં તમામ સામાન તપાસવામાં આવે છે અને જકાતી માલ ઉપર જકાત લેવામાં આવે છે. આપણી પાસેની ઘડિયાળ, રેશમી સામાન તથા બીજો

કિંમતી માલ અહીંથી જતી વખતે જ બતાવી, સિક્કા મરાવી, પાવતી લેવી જોઇએ, જેથી પાછા વળતાં હેરાન થવું ન પડે, અને ખોટી જકાતમાંથી બચી જવાય.

## આશ્રમે

મુંબાઇ છોડતી વખતે આશ્રમના સાધકમિત્રને—જો હોય તો અથવા શ્રીમાતાજીને તાર કરીને અથવા આગળથી પત્ર લખીને પોતાનો ત્યાં પહોંચવાનો નક્કી સમય જણાવવાથી, સ્ટેશન પર આપણને લેવા સારૂ કોઈ સાધકને મોકલવાની વ્યવસ્થા કરવામાં આવે છે. કોઈ ન આવ્યું હોય તો, ભાડે રીક્ષા કરીને આશ્રમે પહોંચી જવાય છે.

ત્યાં રહેવા તથા જમવાની વ્યવસ્થા પણ અગાઉથી લખીને કરી લેવાની હોય છે. મુકરર કરેલો ચાર્જ આપીને આશ્રમને રસોડે જમવાની રજા મળી શકે છે.

“અનામી વાસમ્” નામની હોટેલમાં પણ વ્યવસ્થા કરાવી શકાય છે. ત્યાં ઓરડીનું દરરોજનું ભાડુ આઠ આના અને ભોજન ખર્ચના ૦-૧૨-૦થી રૂ. ૧-૦-૦ થાય છે.

ત્યાં પહોંચ્યા પછીથી એક અગત્યનો વિધિ નામ નોંધાવવાનો હોય છે. એ કામ જેમને સોંપવામાં આવ્યું હોય તેમને, આપણું નામ, ગામ વગેરે માહિતી નિશ્ચિત સ્થળે જઇ સૂચના પ્રમાણે નોંધાવવી જોઇએ.

## સરસામાન

મુસાફરી લાંબી હોવાથી, સરસામાન બને તેટલો ઓછો હોય તો સરળતા થાય છે. મુસાફરી દરમિયાન જમવાના ટાઇમે

ગાડીઓ પૂરતો સમય થોભતી હોય છે. રેલ્વે હોટેલોમાં ભાણું મળી શકે છે. એ તરફનો મુખ્ય ખોરાક ભાત હોય છે એટલે આપણને ખાસ વસ્તુઓની જરૂર પડતી હોય તો તે સાથે રાખવી જોઇએ. ટીફીનકેરિયર અને પાણીનો કૂજો સાથે રાખવાં જોઇએ. વળી, એ તરફ બે ઋતુઓ મુખ્ય હોય છે: ઊનાળો અને ચોમાસું; એટલે, છત્રી અને મચ્છરદાની હમેશાં સાથે રાખવાં. મુસાફરીનો મુખ્ય ખર્ચ નીચે પ્રમાણે ગણાવી શકાયઃ--

| | |
|---|---|
| ૧. જતાં આવતાંનું ભાડું ત્રીજા વર્ગનું તથા મજૂરી | રૂ. ૪૦-૦-૦ |
| ૨. અઠવાડિયાનું ઘર-ભાડું તથા ખાધા ખર્ચ | રૂ. ૧૨-૦-૦ |
| ૩. ફૂલ-ફળ-હાર તથા ભેટ વગેરે | રૂ. ૨૫-૦-૦ |

મુસાફરી લાંબી હોવાથી, સામાન્ય રીતે, સો એક રૂપિયા લઇને નીકળવું જોઇએ.

# પરિશિષ્ટ

## શ્રીઅરવિંદના મુખ્ય જીવનપ્રસંગોની નોંધ

(સાલના આંકડા ઈસવી સન બતાવે છે)

| | |
|---|---|
| ૧૮૭૨, ઑગસ્ટ ૧૫ | જન્મ |
| ૧૮૭૨ – '૭૭ | મોસાળનિવાસ |
| ૧૮૭૭ – '૭૯ | દાર્જિલિંગની યૂરોપિયન બાળકો માટેની સેણ્ટ પૉલશાળામાં અભ્યાસ |
| ૧૮૭૯ | લંડન-યાત્રા |
| ૧૮૭૯ – '૮૪ | મેન્ચેસ્ટરની ગ્રામર શાળામાં અભ્યાસ |
| ૧૮૮૪ – '૯૦ | લંડનની સેણ્ટ પૉલ શાળામાં અભ્યાસ |
| ૧૮૯૦ – '૯૨ | કેમ્બ્રિજની કિંગ્સ કૉલેજમાં અભ્યાસ |
| ૧૮૯૩ – ૧૯૦૪ | શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સાથે વડોદરા આવી જુદાં જુદાં ખાતાંમાં નોકરી |
| ૧૯૦૫ – '૦૭ | બંગાળા જવું. રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાના આચાર્યપદે |
| ૧૯૦૭ | સૂરત કૉન્ગ્રેસમાં: વડોદરા, પૂના, મુંબાઈ વગેરે સ્થળે પ્રેરક વ્યાખ્યાનો |
| ૧૯૦૮, મે ૫ | અલીપુર બૉમ્બ કેસ અંગે ધરપકડ અને જેલ |
| ૧૯૦૯, મે ૬ | જેલમાંથી નિર્દોષ થઈ છૂટવું. |
| ૧૯૦૯ – '૧૦ | 'ધર્મ' તથા 'કર્મ-યોગિન્' પત્રો ચલાવવાં. દેશબંધુઓને ખૂલ્લો પત્ર લખી ચંદ્રનગર થઈ પોંડિચેરી જવું. |
| ૧૯૧૪ – '૨૧ | 'આર્ય' માસિક ચલાવવું. |
| ૧૯૨૧ – '૨૬ | તીવ્ર અને ઊંડી યોગસાધના |
| ૧૯૨૬ નવેમ્બર ૨૪ | સિદ્ધિ પ્રાપ્ત કરવી: આશ્રમની શરૂઆત |

# શુદ્ધિપત્ર

| પાન | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૪૯ | ૨ | તેવાં | ઘણાં |
| ૪૯ | ૧૩ | જીવને | જીવનને |
| ૫૨ | ૧૪ | સુષુપ્તિ | સુષુમ |
| ૭૦ | ૨ | જી | જીવન |
| ૭૫ | ૧૩ | ઈ. | ઇ. સ. |

## થોડા ઉદ્‌ગારો

મને તો (શ્રી. દીલીપકુમારને) તેમનો સંદેશ એ જણાયો કે તેઓ આ જગતમાં કોઈક નવિન આધ્યાત્મિક શક્તિના આદિ દ્રષ્ટા છે. એ શક્તિ આ જગતના ઉપર ઘણી ઊંડી અસર કરવાની છે; અને એ દિશામાં કાર્ય કરતાં તેઓ એક નવી જાતિના આદિ પ્રણેતા થવાના છે. માનવજાતિ ક્રમે ક્રમે એ જાતિમાં રૂપાંતર પામશે. (પા. ૩૯)



અર્ધદગ્ધ કેળવણી પામેલા અને યૂરોપની શિક્ષા દીક્ષા લીધેલા ભારતવાસીઓ જ્યારે આધ્યાત્મિકતાના વિષયમાં અભિપ્રાયો ઉચ્ચારે છે ત્યારે તેઓ ઢંગધડા વગરનું બોલે છે, કારણકે એ વિષયમાં તેઓ કેવળ અજ્ઞાન હોય છે એટલુંજ નહિ પરંતુ તેઓ તો પોતાના જ્ઞાનમાં મગરૂરી માનતા હોય છે. (પા. ૭૮)



શ્રીઅરવિંદ કોઈ પરમ રહસ્ય છે. એઓશ્રીએ પોતેજ અનુમતિ આપી છે ત્યારેજ આપણે તેમને સહેજ સમજી શકયા છીએ. સહેજજ, જરાકે વધારે નહિ. (પા. ૬૮) તેમણે લોકો આગળ પોતાની જાતને જે થોડાંકજ રૂપોમાં મૂકી છે તેદ્વારા આપણે તેમનો કેટલો ઓછો અંશ જાણીએ છીએ. તેમના જીવન-નાટકમાં તેઓ જે બાહ્ય પાઠો ભજવે છે તેમાં તેમની અંદરનો "સાચો માનવ" પૂરેપૂરો આવી જતો નથી. કારણ એમનું જીવન 'માનવજાતિ જોઇ શકે તેવું સપાટી ઉપરનું નથી.' (પા. ૬૯)



પોતાના જીવનની તથા પોતાના જીવનસંદેશના રહસ્યની ચાવી તેઓ ભગવાનની એરણ ઉપર ઘડી રહ્યા છે. જેઓ ખુલ્લી આંખે ત્યાં જશે તેઓ તે જોઇ શકશે. જેઓ ત્યાં ખુલ્લા હૃદયે જશે, તેઓ તેને અનુભવી શકશે. (પા. ૭૦) [આ પુસ્તકમાંથી]